# MAHERAMAN

A collection of Gujarati versifications of Wordsworth's, "We are Seven", Goldsmith's "The Hermit" and "The Deserted Village" and Grey's Elegy written in a Country Church-Yard.

By

Dr. M. O. Suraiya,
Ghod Bunder Road,
Jogeshwari,
BOMBAY.

Published by the Author.

# MAHERAMAN

## Preface

Three flowing rivulets "Am Chheeye Sat", "Jati" and "Soonun Gamdun" form the "Trivenee," but with the fourth "Nivapanjli", they merge into the "Sea"--Maheraman. The First is a rendering of Wordsworth's "We are Seven" into Gujarati by Mrs. Kulsumbahen Parekh, M, A., who shows herself as poetical as her grand-father Dr. M O. Suraiya who presents the three other poems "Goldsmith's", "The Hermit" and "The Deserted Village" and Grey's Elegy written in a Country Church-Yard, In spite of an oriental garb, the gems of English literature read as original Gujarati poems with beautiful diction, pathos and flow. The appreciation that the collection has received renders my remarks superfluous. The association of ladies with the poetical works of Dr. Suraiya opens a new chapter in Gujarati literature, and it is not too much to expect that the service of Dr. Suraiya will lead true poetry at all Gujarati homes. I commend it to the millions of Gujarati speaking people as a piece of art.

*Tarangini Rasiklal.*

# MAHERAMAN

## Messages

I am glad to know that you are publishing your collected works under the title of "Maheraman" Your ›nthusiasm about translating the good poems of English into the flowing Gujarati verse is really great. I wish greater and greater succsss to your efforts.

*Lilavati Munshi.*
(B. A. LL. B,)

It is very artistically brought out, It will be always a pleasure to have it. *Kapila Khandvala.*
(M. A. B. T.)

I read your poems with great interest. They certainly provide me with very interesting reading.

*Manubhai Mehta.*
(Home Member Gwalior.)

Your efforts to translate in simple and flowing Gujarati verse some welknown and popular English poems are laudable. Our renowned Gujarati ladies have spoken so highly of your works that it would be superfluous to add any of my humble words to them. I wish your all success.

*Ardeshar F. Khabardar.*

# MAHERAMAN

## Appreciation

"We are Seven", "The Hermit" and the "Deserted Village" Welknown pieces in English Literature have been rendered into Gujarati by Dr, M. O. Suraiya. These are put before us in one volume known "Trivenee". The work is as faithfully rendered into our own language that while going through it we experience the realistic in thoughts and sentiments and the verses glide before our eyes like an original piece. Dr. Suraiya has further enriched our literature by adding one more poem the " Nivapanjli " to this treasure, the versification of Grey's Elegy. The rendering so eligantly done that it gives us the feeling that it is our own country, our own village and our own people. The selection of this poem for versification by Dr. Suraiya shows that he has in him that simplicity and humanity which must have forced him to select these beautiful realistic poems and group them together under the title "Maheraman" He has brought nearer to thousands of our people the beauty of literature which otherwise would have remained unknown and for this he deserves our congratulations.

*Sharda Divan.*

# મહેરામણ

"અમ છીએ સાત", "જતિ", "સૂનું ગામડું"
અને "નિવાપાંજલિ". એ ચાર સરિતાઓનો સંગમ.

સંપાદક અને પ્રકાશક

ડૉ. એમ. ઓ. સુરૈયા,
ઘોડબંદર રોડ,
જોગેશ્વરી,
મુંબઈ.

સુરૈયાકૃત

# મ હે રા મ ણ

(આવૃત્તિ પહેલી)



મૂલ્ય રૂપિયા ૨—૦—૦

પ્રાપ્તિસ્થાન

મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કો.

પ્રિન્સેસ સ્ટ્રીટ,

મુંબઈ ૨.



શ્રીમતી તારાબાઈ એમ. પ્રેમચંદ. જે. પી.

# મહેરામણ

## અર્પણ

પ્રેમચંદ, પ્રેમોદ્યાન અને પ્રેમ ગલી. (Love lane, Bombay.) નામ, ધામ અને ઠામમાં પ્રેમ, લક્ષ્મી અને સરસ્વતીનો પ્રેમ, એમ પ્રેમ, પ્રેમ અને પ્રેમની છાયામાં પરિણમતાં, સ્વભાવસિદ્ધ સમૃદ્ધિને સંસ્કાર અને સમાજસેવામાં સપ્રેમ પ્રયોજતાં અને સરલતામાં વિલસતાં એવાં સુહાગણ શ્રીમતી તારાબાઈ એમ. પ્રેમચંદને સસ્નેહ.

ઘોડબંદર રોડ, જોગેશ્વરી,
મુંબઈ, તા. ૧–૫–૪૨.

**એમ. ઓ. સુરૈયા.**

# મહેરામણ

## ઋણસ્વીકાર

સાહિત્યકાર પિતામહ અને રાજકીય પિતાની સંયુક્ત પ્રવૃત્તિઓની પરંપરા જાળવી રાખનાર મનુતનુજા શ્રીમતી જયશ્રીબહેન રાયજીએ મહાસભા, સિનેટ, કોરપોરેશન, ભગિનીસમાજ ઇત્યાદિ વ્યવસાવમાં અવિરત ગુંથાયેલાં હોવા છતાં આ કૃતિની પ્રસ્તાવના લખી છે, તેથી હું તેમનો અત્યંત ઋણી છું. સાહિત્યજોગણ કું. બચુબહેન લોટવાલા અને શ્રીમતી તારાબાઈ એમ. પ્રેમચંદ, શ્રીમતી સુલોચનાબહેન મોદી, શ્રીમતી શારદાબહેન દીવાન, શ્રીમતી કપિલાબહેન ઠાકોર, શ્રીમતી ગુણિયલબહેન દેસાઈ, શ્રીમતી તરંગિણીબહેન રસિકલાલ, શ્રીમતી પ્રેમલીલાબહેન મહેતા, શ્રીમતી વત્સલાબહેન નીલકંઠ, શ્રીમતી નીલમબહેન દેસાઈ અને શ્રીમતી શિરીષબહેન નાણાવટી, એ શારદારૂપી ગુર્જર મહિલાઓ જેમની પાવન અમીથી "મહેરામણ" આજે મદભર લહેરાતો દેખાય છે, જેથી હું એમનું વિનયપૂર્વક ઋણ સ્વીકારું છું.

ઘોડબંદર રોડ, જોગેશ્વરી,
મુંબઈ, તા. ૧–૬–૪૨.

એમ. ઓ. સુરૈયા.

# મહેરામણ

## સત્કારવચન

અંગ્રેજી સાહિત્યમાં અતિપ્રિય થઈ પડેલી કૃતિઓનું ભાષાંતર કરી ગુજરાતને ચરણે ધરવા માટે ડૉ. સુરૈયાનો ઉપકાર માનવો જોઈએ. "અમ છીએ સાત" "જતિ", "સૂનું ગામડું" એ ત્રણે સરિતાએનું "ત્રિવેણી" ના રૂપમાં સંગમ કરી એનું વહેણ "મહેરામણ"માં કર્યું, એ ઉચિત છે. મહેરામણ એટલે સાગર. કુદરતી ક્રમ પ્રમાણે સરિતાઓ સાગરમાં જ મળે તે અનુસાર ડૉ. સુરૈયાએ પોતાની કૃતિઓને એક સંગ્રહનું રૂપ આપ્યું તે ગુજરાતી કાવ્યોની રચનામાં અનોખી ભાત પાડશે. એમની કાવ્યોની પસંદગીમાં વિવિધતા તરી આવે છે. દરેક રૂપાંતરમાં એમણે એવો તાદશ ચિતાર આપ્યો છે કે એમ જ લાગે કે એ મૂળ વસ્તુ છે, સ્વાંગ આપેલું કાવ્ય નથી. નિર્દોષ જીવનથી વંચિત રહેતા શહેરો પ્રત્યે દેખાવ પૂરતી નહિ, પણ કવિની માફક હાર્દિક નફરત હોય એમ તેમના "સૂનું ગામડું"ના રૂપાંતરમાં આબેહૂબ જણાઈ આવે છે. કબરસ્તાનમાં દટાયેલી, મહાન થવાને સર્જાયેલી અજ્ઞાત વિભૂતિઓને અમર બનાવવાની કવિવર

ગ્રેના જેટલી જ તેમને દાઝ છે, એ અંતરનાદ તેમના અનુવાદ બરોબર સુણાવે છે. કવિઓના મૂળ ભાવમાં ઊંડા ઊતરવાની ડૉ. સુરૈયામાં તીવ્ર લાગણી છે. તેમની શૈલીમાં રહેલું માધુર્ય જાળવી રાખવાની તેમનામાં કળા છે અને એ પરદેશીઓની માફક ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવવાની ઉચ્ચ ભાવના છે. મૂળ ભાવ જાળવી રાખી રૂપાંતર કરવું અને તેમાંયે તેને સમશ્લોકી બનાવવું એ સામાન્ય બુદ્ધિશાળી મનુષ્યનું કામ નથી, પોતાના દેશને અનુકૂળ વાતાવરણ ખડું કરવું અને તે સાથે સાથે સુંદરતા ને રસ જળવાઈ રહે એ જોવું, એટલું આસાન નથી. આ દિશામાં જ એમણે પોતાનું જીવન ઓતપ્રોત કરી દીધું છે અને એ જ એમનો જીવનલક્ષ છે વયોવૃદ્ધ છતાં આવું અમોલ સાહિત્ય જનતા સમક્ષ રજુ કરી શકે છે, તેમના મહાનુભાવ અને અથાગ શ્રમનું પરિણામ છે. ધર્મિષ્ઠો દીક્ષાને જેમ જીનવજ્યોત માને છે તેમ મનુષ્યના હૃદયની વિશુદ્ધિ કરનાર અને તેના તારને ઝણઝણાટ આપનાર એક કાવ્ય છે. જીવનને પાવન કરી તેમાં ફિલસૂફી રેડનાર કવિ શ્રી ગ્રેની નિચેની લીટીઓને ડૉ. સુરૈયાએ હૃદયની આરપાર ઊતરી જઈ આત્માને જગાડી શકે એવી

સચોટ ભાષામાં આલેખી છે.

"ગોત્ર, કુટુંબ તણી પતરાજી, શાસન કે સત્તાનો તોર,
ને તે સઘળી શોભા જે પણ સતત મળી લક્ષ્મીને જોર,
સર્વે આ અનિવાર્ય ઘડીની વાટ નિહાળે એક સમાન;-
યમના દ્વાર ભણી દોરે સહુ કીર્ત્તિ તણા ઘોરી પ્રસ્થાન."

ભાષાંતર છતાં આટલું બધું સામ્ય જાળવી રાખવું એ તેમની વિશિષ્ટતા છે. છંદબદ્ધતા જાળવવાની તેમણે ખૂબ કાળજી રાખી છે. તેમના સમશ્લોકી અનુવાદની અને તેમાંયે એના શોકગીતની હૃદયસ્પર્શી શબ્દતારવણી પ્રશંસા માગી લે છે. તેમના પૌત્રીની માફક અન્ય નવજવાન કવિઓને તેમાંથી પ્રેરણા મળે છે. વણ ગાયેલા અજ્ઞાત શહીદોને અમરત્વ અર્પવાના જેવી અનુવાદકને અભિલાષા છે, તેવું અમરત્વ તેમના સમશ્લોકી અનુવાદોને મળે અને તેમની કીર્ત્તિની પરિમલ સમસ્ત ગુજરાતમાં પમરે, ગ્રામવાસીઓ તેમનાં ગાન ગાય, એ મારી અભિલાષા છે. તેઓ આવી અનેક અને અજોડ કૃતિઓથી ગુજરાતી સાહિત્યમાં ભરપાઈ કરે એવી આશા સાથે વિરમું છું.

બચુબહેન લોટવાલા.

# મહેરામણ

## અવિરત પ્રવાહ

શ્રી સુરૈયાકૃત જગવિખ્યાત કવિઓનાં અંગ્રેજી કાવ્યોનાં મધુર ભાષાંતર રૂપી સરિતાઓનો પ્રવાહ અવિરત રહ્યો છે અને એમની આ ચારે સરિતાઓનો "મહેરામણ"માં સુસંગમ થાય છે. અંગ્રેજી ઉચ્ચ અને વિવિધ રસથી ભરપૂર સાહિત્યનાં આ સુંદર અને સરળ ભાષાંતરોથી ગુજરાતી સાહિત્ય વધુ સમૃદ્ધ બનાવવામાં ભાઈ શ્રી સુરૈયાનો પ્રયાસ સફળ થયો છે એમાં શક નથી. એમની આવી અમૂલ્ય સેવા માટે ગુર્જર પ્રજા હંમેશ ઋણી રહેશે. આ ભાષાંતરોએ ગુજરાતી સાહિત્યમાં નવી ભાત પાડી છે, અને વિશેષ કરી છેવટની કૃતિ "નિવાપાંજલિ" તો કંઈક ઓર જ રંગે રંગાયેલી છે. કાવ્યનો રસ જેવો ને તેવો પ્રત્યેક લીટીમાં જળવાઈ રહ્યો છે. ગ્રેઝ "એલિજિ" ના અનુવાદનું દુષ્કર કામ પણ એમણે સહેલાઈથી પાર પાડયું છે.

'વિરહ થતાં આત્મા ત્યા ઈચ્છે સુંવાળા ઉરનો આધાર
ત્યાં મિચાતાં લોચન વાંછે વત્સળ અશ્રુ, તણો ઉપહાર."

"નિવાપાંજલિ" ની આ બે જ પંક્તિથી હૃદયમંદિરની દીવાલો હચમચી જાય છે. ડૉ. સુરૈયા આવાં અનેક કાવ્યો ગુજરાતને ખોળે ધરે એવી અભિલાષા સાથે એમને મારા હાર્દિક અભિનંદન આપું છું.

સુલોચના મોદી.

# મહેરામણ

## પરિચય

"અમ છીએ સાત" "જતિ" "સૂનું ગામડું" અને "નિવાપાંજલિ, આ ચારે કવિતા રૂપી સરિતાઓ "મહેરામણ" માં ભેગી થાય છે પહેલી સરિતા વર્ડઝવર્થના "વિ આર સેવન" નું ભાષાંતર ડૉ. સુરૈયાનાં પૌત્રી શ્રીમતી કુલસુમબહેન પારેખ, એમ. એ. એ કર્યું છે, બીજી અને ત્રીજી ગોલ્ડસ્મિથ નાં "ધ હરમિટ" અને "ધ ડેઝર્ટેડ વિલેજ" અને ચોથી સરિતા કવિ ગ્રેના "એલિજિ" ના અનુવાદો છે. જે ડૉ. સુરૈયાની કૃતિઓ છે "અમ છીએ સાત" આમાં મૂળ કાવ્યનો ભાવ સરળતાથી અને સચોટતાથી ઉતરાયો છે. એક નાના હંસતા, રમતા બાળકને મન જીવન અને મરણ વચ્ચે કંઈ ફેર જ નથી તે તો સહજ કહે છે.

"પોઢયાં છે બે કબરસ્તાને મારી વીરીને મુજ ભ્રાત,
કબરસ્તાને કુટિમાં, કોરે, રહું છું હું મુજ બા સંઘાત"

આ નિર્દોષ કથનના! શબ્દેશબ્દમાં નિર્મળ બાળભાવ પ્રગટ થાય છે. "જતિ" અને "સૂનું ગામડુ" એની પંક્તિએ પંક્તિમાં ભાવશુધ્ધિ અને લલિતતા બરાબર સચવાઈ છે. ગોલ્ડસ્મિથનાં કાવ્યોનું પ્રધાન લક્ષણ સરળતા છે તે એમાં સંપૂર્ણપણે ઊતર્યું છે. "નિવાપાંજલિ" માં

અકાળે ઝડપાયેલા મનુષ્યો શું શું ન બન્યા હોત ! વિધિએ એમનાં બધાં જ દ્વાર બંધ કરી દીધાં. એ પોતાની ઊગતી મહત્ત્વાકાંક્ષાઓ અને ઊછરતી ઊર્મિઓ સહિત મૃત્યુને આધીન થયા. શૈલી અતિસુંદર છે. કાવ્ય સુગેય અને ભાવવાહી છે. અતિપ્રિય અને છટાદાર શબ્દરચના પ્રશંસા માગી લે છે. સવૈયા છંદના વપરાશથી અંગ્રેજી પદ્યની ગેયતાને સારામાં સારી રીતે અનુસરવામાં બહુ અનુકૂળ છે. તે ઉપરાંત સંવાદી ગણની પસંદગી કરવામાં, યતિસ્થાનો નિભાવી લેવામાં અને રસભંગ કે સ્વરભંગને જરા પણ અવકાશ ન મળે એવા એવા શબ્દસમુદાયને યોગ્ય રીતે ગોઠવવામાં આવેલ છે. સ્વચ્છ મુદ્રા, સરસ રચના સુંદર બાંધણી વગેરેથી પુસ્તકનો દેખાવ ઘણો જ આકર્ષક લાગે છે અને ગુજરાતી સાહિત્યના પુસ્તકોમાં સારી છાપ પાડે છે. ડૉ. સુરૈયા એક વખતે અમદાવાદમાં મ્યુનિસિપાલ કાઉન્સિલર હતા અને ત્યાં નાગરિક તરીકે ઘણું ઉપયોગી કામ કર્યાં છે, અને હવે એમના નિવૃત્તિકાળનો ગુજરાતી સાહિત્યસેવામાં સદ્‌ઉપયોગ કરતા રહ્યા છે. એમનાં પ્રકાશનોમાં સુશિક્ષિત બહેનો હંમેશ સહકાર આપે છે અને તેથી ગુજરાતી કુટુંબોમાં સારાં કાવ્યો ગુંજતાં થયાં છે. ગુજરાતી સાહિત્યમાં આ પ્રથા પ્રચલિત કરવા માટે ડૉકટર સુરૈયાને અભિનંદન ઘટે છે.

વત્સલા નીલકંઠ.

# મહેરામણ

## ગુણગ્રહણ

જગતભરમાં મનુષ્યનો અંતરધ્વનિ સરખો જ છે. બાહ્ય ઓપ પાછળ છુપાયેલો માનવ સર્વત્ર એક જ છે. કેટલાક વિચારો તેથી જ અમુક દેશ કે જાતિ માટે નહિ પણ માનવતા માટે જ છે. આવા વિચારો સંગીતમય બનાવવાની કળા કવિની છે. મહાન કવિઓની પ્રિયતા તેથી કાળ અને ભૂમિથી પર છે. આ સત્વ ડૉ. સુરૈયા બરાબર સમજ્યા છે. અંગ્રેજી ભાષામાં કેટલાંક કાવ્યો એવાં છે કે એક વખત વાંચ્યા પછી હંમેશા આપણી મનભૂમિકા પર કોતરાઈ જાય છે. અને સ્મૃતિને એક આદેશે જ જાગી જતા હોય તેમ જીવનમાં ઘડીઘડી તાજાં થાય છે. ડૉ. સુરૈયાએ આવાં કેટલાંક કાવ્યો અંગ્રેજી સાહિત્યમાંથી વીણી કાઢ્યાં છે. તે માત્ર એક કાળનાં નથી, એક કવિનાં નથી પણ કોઈક સુંદર કવિઓની વહેતી સરિતામાંથી અને કાળના વહેતા ઝરણુમાંથી એકાદ તેજસ્વી ઓજસભર્યા નીરનો ખોબો ઉપાડી લીધો હોય તેમ તેમની પસંદગી સુંદર કાવ્યોની કરેલી છે. દરેક કાવ્યનું રૂપાંતર ડૉ. સુરૈયાના અક્ષરદેહનું પ્રતિબિંબ પાડે છે. સરલ શૈલી, સુરમ્ય છંદમાં પોઢેલા કવિના વિચારોને એમણે આંચ પણ આવવા દીધી નથી. હળવેથી કાવ્યોનો આત્મા એક ભાષામાંથી બીજી ભાષામાં ઊચકી મૂકયો હોય તેમ કાવ્યની

સર્જકતા જાગતી રાખી છે. મૂળ કાવ્યનું સૌન્દર્ય અપરિશ્રમે ગુજરાતીમાં ઊતર્યું હોય એટલી જ નીરવતાથી ગુજરાતીમાં નીતરે છે. આ બધાં માટે ડૉ. સુરૈયાને જ અભિનંદન ઘટે છે. આ ચાર કાવ્યોને મહેરામણુ નામ આપી ચાર દિશામાં વહેતી સરિતાઓને સમુદ્ર ભણી દોરવા પ્રયાસ કર્યો છે. ગુજરાતી ભાષામાં આ ચારે કાવ્યો ભાત પાડે તેવાં છે અને આપણાં અંગ્રેજીમાં વાંચેલાં પ્રિય કાવ્યોનો પુનર્ધ્વનિ આપણી ભાષામાં સાંભળવો આપણી જનતાને ગમશે "અમ છીએ સાત"માં કોઈ ગુજરાતની જ બાળા જીવન, મૃત્યુને અભેદ માનતી કવિને નવું તત્ત્વજ્ઞાન શીખવતી તેને સમજાવવા મથતી લાગે છે; "જતિ" માં કોઈ ગુજરાતનો સાધુ પ્રેમ અને મૈત્રી માં સર્વસ્વ ભોગ આપતો દેખાય છે; "સૂનું ગામડું"માં કોઈ ગુજરાતનું જ ગામડું સૂનું થઈ ગયેલું લાગે છે અને "નિવાપાંજલિ" માં હિંદુસ્તાનના સુપુત્રો અકાળે અજાણ્યા કરમાઈ ગયા હોય એવું આપણી જનતાને લાગશે. આવું વાતાવરણ ઊભું કરવા માટે ડૉ. સુરૈયાને ધન્યવાદ ઘટે છે. જીવન સંધ્યાએ નિવૃત્તિસમયનો આવો ઉત્તમ વ્યવસાય પસંદ કરવો એ પણ એમના ઊંચ સંસ્કારની પ્રતીતિ કરાવે છે.

કપિલા ઠાકોર.

# મહેરામણ
## સરિતાઓની લીલા

ચાર સરિતાઓના સંગમરૂપી 'મહેરામણ" પ્રગટ કરવા બદલ ડૉ. સુરૈયાને અભિનંદન ઘટે છે. આ અનુવાદોમાં કથાની વસ્તુને સરળતાથી વાંચકોની સમક્ષ મૂકવામાં આવી છે. દરેક સરિતામાં મૂળ ભાવના જળવાઈ રહી છે. ભાષાંતરો હોવા છતાં જુદી જ કૃતિઓ વાંચતા હોઈએ એમ લાગે છે, શબ્દોની પસંદગી, મૂળ શૈલીની સાદાઈ અને ભાવ લાવવાની રીત બહુ પ્રશંસાપાત્ર છે. સર્વે પરદેશી બિનાઓ અને દૃશ્યોને અહીંનાં જ બનાવી દીધાં છે સરળ પરંતુ સંસ્કારી અને સુંદર ભાષામાં સજ થયેલી સરિતાઓ અતિપ્રિય લાગે છે. લેખકે વાપરેલા સવૈયા છંદથી સરિતાઓની ખૂણી ખીલી ઊઠી છે.

"મોજાં મારાં ત્યાં હું ગૂંથું ઓઢું મુજ રૂમાલકિનાર,
ધરતી પર ત્યાં બેસુંને હું ગીત સુણાવું વારંવાર."

આ છંદથી કથાની વસ્તુ સચોટતાથી પરંતુ બાળક પણ સમજી શકે તેવી સરળતાથી વાંચક સમક્ષ રજુ થાય છે. શૈલી ઘણી આકર્ષક લાગે છે અને વાંચનારનું મન રંજક કરે છે. મૂળ કાવ્યની રચનાને પણ સવૈયા છંદ બંધબેસ્તો આવે છે. આવાં અનેક કાવ્યો ડૉ. સુરૈયા ગુજરાતના ચરણે ધરે એવી આશા રાખું તો અસ્થાને નહિ જ ગણાય.

**નીલમ દેસાઈ.**

# મહેરામણ

## ચતુરંગી તરંગિણીઓ

ડૉ. સુરૈયાકૃત "ત્રિવેણી"માંની ત્રણે સરિતાઓએ તો જનતામાં ખૂબ ધૂમ મચાવી દીધી છે. હવે 'ત્રિવેણી"માં એમની નવી સરિતા "નિવાપાંજલિ" ભળી "મહેરામણુ"નું રૂપ ધારણ કરે છે. સરિતા "અમ છીયે સાત" બાલ્યનાં મીઠાં સ્મરણ કરાવતી અને એની નિર્દોષ બાલિકા પોતાના મંજુલ સ્વરધ્વનિથી જીવન અને મૃત્યુ વચ્ચેનો ઘટ અંતરપટ ખોલી પાડે છે. બાલ્ય વીતતાં 'જતિ' સરિતા યૌવનનાં સ્મરણ કરાવતી પ્રેમ અને મૈત્રીને માટે થયેલા સર્વત્યાગની ચમત્કૃતિ બતાવે છે. પછી જીવનસંધ્યા પડતાં સરિતા "સૂનું ગામડું" વાનપ્રસ્થ્યના અવનવા વિહાર કરાવતી સમસ્ત જીવનસરવૈયું સમુખ ધરે છે, અને જીવનજ્યોત શમતે સમય સારતા "નિવાપાંજલિ" જીવન યુગાંતરની બિહામણી જામિનીનાં પણ સોહામણાં સોણલાં દેખાડતી જીવનમોક્ષની કપરી વાટને સરલ બનાવે છે. આમ ચતુરંગી તરંગિણીઓ ગુર્જર કવિનાં સુવર્ણ વેણાથી છલોછલ વહેતા સવૈયારૂપી વહેણે છલંગો મારતી, કર્ણપ્રિય પ્રાસાનુપ્રાસરૂપી ખીણોમાં મધુર ગુંજન કરતી અને ગુર્જરગિરાની વનરાજીને લીલીછમ બનાવતી મહેરામણનાં જળ મદભર ઊછળતાં કરે છે. મીઠા "મહેરામણુ"ની જ ભાષામાં કહીએ તો—

"કંચન ભરિત વહાણુ ધરી ઉર મદભર ઊછળે સાગરનીર"

શિરીષ નાણાવટી.

# મહેરામણ

## રત્નાળાં ભાષાંતર

મને જ્યારે ડૉ. સુરૈયાનો મેળાપ થયો ત્યારે જરાયે ખ્યાલ ન હતો કે તેઓ આવા કળા અને સાહિત્યના પ્રેમી હશે. તેમની કૃતિઓ "ત્રિવેણી" અને એની સરિતાઓથી તો કોઈક જ અજાણ હશે—ગુર્જર પ્રજામાં તો આ કૃતિઓ ઘણી જ આવકારકદાયક અને પ્રશંસાપાત્ર થઈ ચૂકી છે. જેમ સાગર અનેક રત્નોથી ભરપૂર છે તેવી જ રીતે ડૉ. સુરૈયાની "મહેરામણ" નામની નવી કૃતિ અંગ્રેજી જગવિખ્યાત કાવ્યોનાં, સરળ અને મીઠી ભાષામાં આ લેખકે રચેલાં રત્નાળાં ભાષાંતરોની ઊર્મિઓથી ભરપૂર છે. "મહેરામણ" માં ડૉ. સુરૈયાએ બુધ્ધિપૂર્વક અને રસિકતાથી જેમ માનવજીવનમાં પહેલાં બાલ્યાવસ્થા, પછી યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા અને છેલ્લે વૃદ્ધાવસ્થા આવે છે તેવી જ રીતે, આ કૃતિમાં પહેલાં "We are Seven" પછી "The Hermit" "The Deserted Village" અને છેલ્લે "Elegy written in a Country Church-yard" કાવ્યોના સમશ્લોકી અનુવાદો સુંદર રીતે, અનુક્રમે ગોઠવેલા છે. મને ખાત્રી છે કે કાવ્યોના અનુવાદ આવા મોહક 'મહેરામણ" નામ નિચે છપાવ્યા હોવાથી વાંચકવર્ગમાં આ કૃતિ પણ પ્રિય થઈ પડશે જ. શ્રીમતી કુલસુમબહેનનું રચેલું "અમ છીએ સાત" વાંચી આપણને જરૂર એમ થાય છે કે એમને એમના દાદા

તરફથી આ કળાનો વારસો મળેલો છે. આત્મા અમર છે, એ સિધ્ધાંત એક નિર્દોષ બાલિકાને કેટલું સાંત્વન અને સુખ આપી શકે છે, એ મૂળ ભાવના બર્ન્સ પોતાના ભાષાંતરમાં જેમ "We are Seven"માં મૂકેલી છે તે જ ભાવના ઘણી જ સરળ અને સુંદર રીતે જાળવી રાખી છે. એ માટે તેમને અભિનંદન ઘટે છે. ડૉ. સુરૈયાનાં "જતિ" અને "સૂનું ગામડું" બરોબર બહુ જ સરળ અને મધુર શબ્દોમાં રચેલાં ભાષાંતરો છે. બંને કાવ્યોની મુખ્ય ભાવના પ્રેમ અને મૈત્રી, અને તેને આધારે થયેલો સર્વત્યાગ છે અને વેરાન થઈ ગયેલા ગામડાનો ચિતાર પણ વાંચકવર્ગના મન પર અજબ અસર કરી શકે છે. આપણને ક્ષણભરનો આપણા પોતાના જીવનનાં પણ અમુક પ્રસંગોની યાદ આવી જાય છે ડૉ સુરૈયાનો "ત્રિવેણી" પછીનો અનુવાદ "ગ્રેઝ એલિજિ" છે. તેને દરેક રીતે ઘટતું અને શોભે એવું "નિવાપાંજલિ" નામ આપ્યું છે. આ કૃતિ, જગતમાં કેટલાંયે હૃદયો ખીલીને કરમાઈ જાય છે તેનો સારો ખ્યાલ આપે છે—અજ્ઞાતને, દીનને સંજોગોથી જકડાયેલા માનવીઓને, કીર્ત્તિ વિહોણાને અને ભવિષ્યમાં ઉજ્જવળ બની શકતે એવા કેટલાંયે હૃદયોને કવિની આભારની અંજલિ છે. આવાં અજ્ઞાત હૃદયો પ્રત્યે જીવંત મનુષ્યોનું શું કર્તવ્ય છે, તેનો જે ખ્યાલ મૂળ કાવ્યોમાં આપ્યો છે, તે જ ભાવ ડૉ. સુરૈયાએ પોતાના

ભાષાંતરમાં ખાસ જાળવી રાખ્યો છે. આ અનુવાદની શૈલી તથા શબ્દરચના પણ ઘણી સરળ અને આકર્ષક છે. "મહેરામણ"માંનાં કાવ્યોનું વાંચન શુષ્ક બનાવવામાં પણ આવ્યું નથી. પરંતુ રાગ રાગણીથી તાલમાં પણ આપણે આ કાવ્યોનાં ભાષાંતરો ગાઈ શકીએ એવી રીતે શબ્દ-ગૂંથણી પ્રશંસનીય છે.

"ઘુંમટિયાળા રંગ મહેલે ધૂમ વિલાસે માઝમ રાત,
ભપકે ન્યારો શણગારેલો જેમાં જામે રાજ'જમાત,
તે ઝગમગતા ચોગાને પણ મેદની કિલકિલતી ઉભરાય,
આંજે જ્યોત મશાલ તણી ત્યાં ને રણકાતા રથ અથડાય."

એ તો જાણીતી વાત છે કે અંગ્રેજી કાવ્યોનું ગુજરાતી ભાષાંતર તેની મુખ્ય ખૂબીઓ જાળવી રાખીને કરવું એ કંઈ સહેલી વાત નથી. તેને માટે ઘણો શોખ, ઉત્સાહ અને સતત મહેનતની જરૂર છે. ડૉ. સુરૈયાને તેમનો નિવૃત્તિકાળ ગુજરાતી જાણનાર પ્રજાની આવી નિઃસ્વાર્થ સેવામાં ગાળવા માટે ફરીથી એકવાર મારા હાર્દિક અભિનંદન આપું છું. ઈશ્વર એમને આવી અનેક પ્રવૃત્તિઓ સાધવા માટે વધુ બળ અને પ્રેરણા આપે એ જ શુભેચ્છા.

ગુણિયલ દેસાઈ.

# મહેરામણ

## હારમાળા

શ્રીયુત્ ડૉ. સુરૈયા તરફથી અત્યાર લગીમાં પ્રગટ થયેલી પુસ્તકોરૂપી સરિતાઓનો "મહેરામણ"માં સંગમ થાય છે. અંગ્રેજી ભાષાનાં ચાર સુંદર, સરળ અને હૃદયંગમ કાવ્યોનાં આપણી ભાષામાં તેવાં જ સુંદર, સરળ અને હૃદયંગમ ભાષાંતર શ્રી સુરૈયાએ આપણને આપ્યાં છે. સામાન્ય રીતે જે ઉંમરે બીજાં, તેમના શબ્દોમાં કહીએ તો "કરતાં, જ્યાં પંચાત વડેરાં," તે ઉંમરે ડૉ. સુરૈયાને ગુજરાતી ભાષાની સેવા કરવાનો છંદ લાગેલો છે, પરિણામે ચાર વર્ષોમાં એમનું આ છઠ્ઠું પ્રકાશન છે. ભાષાંતર તેમ જ પુસ્તક પ્રગટ કરવામાં ઝીણામાં ઝીણી વિગત માટે તેઓ અતિશય ચીવટ રાખે છે. તે જ તેમની સફળતાનું કારણ છે. ડૉ. સુરૈયાનાં પ્રકાશનોની હારમાળા બાંધણી અને દેખાવમાં એવી છે કે તે મૂકવાથી પુસ્તકાલયો શોભી રહે. ગળાની માળામાંથી એકાદ મોતી ખોવાઈ જાય તો બીજું તેવું જ મોતી તેના સ્થાને મૂક્યા સિવાય માળા શોભતી નથી તેમ આ હારમાળામાંનું એકાદ પુસ્તક કોઈને ત્યાં ન હોય તો તેનું સ્થાન પૂર્યા સિવાય પુસ્તકાલયની શોભામાં ખામી રહે. "મહેરામણ"માં સમાયેલાં અલગ પ્રકાશનોને જાહેર તરફથી સત્કાર મળેલો જ છે. આ સંયુક્ત ગ્રંથને પણ તેવો જ સત્કાર મળશે એવી મને ખાત્રી છે.

પ્રેમલીલા મહેતા.

# મહેરામણ

## પ્રસ્તાવના

"અમ છીએ સાત," "જતિ" અને 'સૂનું ગામડું'" એ ત્રણ સરિતાનો ત્રિવેણીસંગમ જનતાને ખૂબ જ આનંદદાયક નીવડ્યો–તેના પ્રવાહમાં જનતાએ પેટ ભરીને સ્નાન કર્યું. પ્રવાહનો પટ વિશાળ બની આગળ વધીને તેમાં "નિવાપાંજલિ"નો સ્રોત ભેળાયો. આથી સરિતા મટી સાગરનું સ્વરૂપ થયું અને તે "મહેરામણ"ની ગર્જના આજે આપણે સુણીએ છીએ. સાગરના પેટમાં જેમ અનેક રત્નોના ભંડાર રહેલા છે તેમ "મહેરામણ"માં ડૉકટર સુરૈયાના કાવ્યરત્નોનો ભંડાર આપણને સાંપડ્યો છે. એક રત્ન કરતાં બીજું ચઢી જાય તેમ ડૉ. સુરૈયાના કાવ્યરત્નો એક કરતાં અધિક ચઢિયાતાં નીકળે છે. સાગરસ્નાન કરતાં જેમ તરંગો ઉપર આપણે ઉછળી કલ્લોલ કરીએ છીએ તેમ "મહેરામણ"માં રહેલી કાવ્ય ઊર્મિથી મન લહેરાય છે.

"ત્રિવેણી" પુસ્તકની પ્રસ્તાવનામાં કવિ વર્ડ્ઝવર્થના જાણીતા કાવ્ય "We are Seven" ના ભાષાંતર "અમ છીએ સાત" તેમ જ કવિ ગોલ્ડસ્મિથનાં "Hermit" કાવ્યના

તરજુમા "જતિ" અને "The Deserted Village" ના અનુવાદ "સૂનું ગામડું" એ વિષે વિવેચન કરવામાં આવ્યું છે. ત્યાર પછી ડૉ. સુરૈયા તરફથી કવિ ગ્રેના "Elegy written in a Country Church-yard" નું ભાષાંતર "નિવાપાંજલિ" પ્રગટ થયું. સ્વજન પાછળ જે શોક પ્રદર્શિત કરવા કાવ્ય રચાયાં છે તેમાંનું આ ઘણું પ્રખ્યાત છે. ડૉ. સુરૈયાએ આ કાવ્યનું માધુર્ય પોતાના અનુવાદમાં જાળવી રાખ્યું છે તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. "મહેરામણુ" જેમાં આ ચાર સુંદર કાવ્યોનો ભંડાર રહ્યો છે તે ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ વધારવામાં સંગીન મદદ કરશે એવી મને ખાત્રી છે. આ માટે ડૉ. સુરૈયાના આપણે ઋણી છીએ. "મહેરામણુ"માં બીજી અનેક કાવ્યસરિતા જોડાતી રહે એવી આપણે આશા રાખીએ છીએ. આ કાર્ય પાર પાડવાને પ્રભુ ડૉ. સુરૈયાને લાંબુ આયુષ્ય અને તંદુરસ્તી આપો એવી પ્રાર્થના કરું છું.

"તેની એને પુષ્કળ વળતર પાઠવતો નિજ સર્જનહાર."

જયશ્રી રાયજી.

# મહેરામણ

સરિતા પહેલી — અમ છીએ સાત,
જેનું મુખ પાંચમી આવૃત્તિએ મહેરામણમાં પ્રગટે છે.

સરિતા બીજી — જતિ,
જેનું મુખ ત્રીજી આવૃત્તિએ મહેરામણમાં પ્રગટે છે.

સરિતા ત્રીજી — સૂનું ગામડું,
જેનું મુખ ત્રીજી આવૃત્તિએ મહેરામણમાં પ્રગટે છે.

સરિતા ચોથી — નિવાપાંજલિ,
જેનું મુખ બીજી આવૃત્તિએ મહેરામણમાં પ્રગટે છે.




# અમ છીએ સાત

## સરિતા પહેલી

(સવૈયા એકત્રીસા)

એક નરું બાળક જે લે છે, હળવેથી પોતીકો સાસ,
જીવન નિજ અવયવમાં દેખે, તેને મરણ તણો શો ભાસ ?

(૨)

મુજને મળી નાની મઢીવાસી, આઠ વરસની બાળા એક,
વાંકડિયા ઘટ વાળ હતા શિર, અલકઝુમખડાં ફરતાં છેક.

સરિતા

પહેલી

( ૩ )

લટકછટક જટ ગામડિયણુશી, કીધેલો અણુઘડ શણુગાર,
આંખ હતી સુંદર, અતિસુંદર, પામ્યો રૂપે હરખ અપાર.

( ૪ )

" બાળકુમારી ! છે કે નહિ ? તુજ કોઈ બહેની કે કો ભ્રાત?"
ચકિત બની જોયું મુજ ગમ, કહ્યું "છે કે નહિ? અમ તો સૌ સાત."

( ૫ )

"ક્યાં છે તે સૌ ? બોલ ! હું વીનવું" બોલી તે; "અમ છીએ સાત,
અમમાંથી બે સાગર ખેડે, ને બે ભાંડુ વસે ખંભાત;

( ૬ )

"પોઢ્યાં છે બે કબરસ્તાને મારી વીરી ને મુજ ભ્રાત,
કબરસ્તાને કુટિમાં કોરે, રહું છું હું મુજ બા સંઘાત"

( ૭ )

"બોલે તું, સાગર ખેડે બે ને બે ભાંડુ વસે ખંભાત;
સાત તમે હજુ ! બોલ ! હું વીનવું, મધુરી ! કેમ બને એ વાત ?"

સરિતા

પહેલી

(૮)

"છૈયા, છોડી સાત છીએ અમ," બાળ કિશોરી બોલી ધીર;
"કબરસ્તાને ઝાડ તળે, મમ પોઢેલાં વીરી ને વીર."

(૯)

"મુજ બચુડી ! તું અહીંતહીં દોડે, તારાં અવયવ સર્વ સતેજ,
સૂતાં જો બે કબરસ્તાને, તો તમ કેવળ પાંચ ખરે જ."

(૧૦)

"કબરો છે ત્યાં લીલી દેખો !" નાનેરી બોલી તેવાર,
"બારક ડગ બાના બારેથી છે તે બંને હારોહાર;

(૧૧)

"મોજાં મારાં ત્યાં ગૂંથું ને ઓઢું મુજ રૂમાલકિનાર,
ધરતી પર ત્યાં બેસું ને હું ગીત સુણાવું વારંવાર;

(૧૨)

"બાપુ ! સમીસાંજે બહુ વેળા હોય ઝઝકલું જવ સાક્ષાત,
લઉં મુજ તનક છલૂડી ને હું ખાઉં ત્યાં મારાં દૂધભાત.

( ૧૩ )

" પ્રથમ સિધારી જેનબહેની સેજ ઉપર કણુતી અવિરામ,
દેવે દુઃખથી તારી તેને, તવ એ ચાલી ગઈ તે ઠામ;

( ૧૪ )

" કબરસ્તાન સુવાડી એને, ને સૂકેલ હતું જવ ઘાસ
જાનીવીરો ને હું હારે રમતાં ઘોર કને ચોપાસ;

( ૧૫ )

"શોમ હતી જવ હિમઊજાળી, હું સરતી, ફરતી દોડાદોડ,
જાવું પડ્યું જાનીવીરાને, પોઢયો છે એ તેની સોડ."

( ૧૬ )

"ત્યારે તો તમ પાંચ રહ્યાં ને? ગગન ગયાં તે બેઉ સજાત!"
ઝટ ઉત્તર દીધો ગોરીએ, "હે ! સજ્જન! અમ છીએ સાત.'

( ૧૭ )

"પણુ એ તો છે બેઉ મરેલાં! જેના પ્રાણુ ગગન સંઘાત,"
ઠાલી! વહી જતી વાતો સઘળી, હજુ રઢ લઈ વદતી નાનકડી,
" બસ! નહિ, નહિ અમ છીએ સાત."





# સરિતા જતી બીજી

(સવૈયા એકત્રીસા)

“આવ ! ભલા જતિ હે ગિરિવાસી! ને દોરવ ! મુજ સૂની વાટ
ખીણે પેલો દીપ ભરે જ્યાં ભાવભર્યાં કીરણે ઝળકાટ!

(૨)

“પથભૂલ્યો ને ભિન્ન ભમું અહીં! ધીમે ડગ, લથડાતે પાય,
વન, વગડાનો તાગ નહીં જ્યાં ચાલું લાંબાં તેમ જણાય.”

(૩)

“થોભી જા! બેટા!” જતિ બોલે, “ના એ સાધ ! ભયંકર જોગ,
એ તો ભૂત તણો ભડકો ત્યાં ભમતો લલચાવે નિજ ભોગ;

(૪)

“દીન નિરાધારોને માટે છે નિશદિન ખુલ્લાં મુજ બાર,
ને મુજ ભાગે માંડ મળે પણ, અર્પું અંતરથી નિર્ધાર;

( ૫ )

"તો અહીં રાત નચિંત ઠરી જા ! ને મુજ મઠથી પામ પ્રસાદ,
ઘાસશયન ને લૂખું ભોજન; ચેન અને મુજ આશીર્વાદ;

( ૬ )

"ખીણું પ્રાણી મુક્ત ફરે જે, તેનો હું ન કરું સંહાર,
શક્તિ દયા મુજ પર રાખે જે, તેથી શીખું એવો સાર;

( ૭ )

"પણ ગિરિની હરિયાળી ગમથી આણું પાપ રહિત આહાર;
શાક અને ફળથી ભર ઝોળી ને પાણી ઝરણાને દ્વાર,

( ૮ )

"ચાલ ! હવે તજ ! ચિંતા યાત્રી ! જગની ચિંતા સર્વ અસાર,
માનવભૂખ તળે અહીં થોડી, ને થોડી ના ઝાઝી વાર."

( ૯ )

વેણુ સર્યાં જતિનાં અતિ હળવાં નભથી ઝરતા ઓસ સમાન,
અવનત શિર શરમાળ અતિથિ ત્યાં, ચાલે કેડ મઠને થાન;

( ૧૦ )

છેટે, છૂપા ગાઢા વનમાં ઊભું એકલવાયું ધામ,
નિર્ધન પાડોશી ને ભૂલ્યાં પંથીનો જે છે વિશ્રામ;

(૧૧)
રાચ નથી કંઈ છાજ તળે ત્યાં જેનો હોય ઘણીને શોષ,
એક ઉલાળે ફાટક ઊઘડી સત્કારે બંને નિર્દોષ;
(૧૨)
ને શ્રમજીવી જન જવ હમણાં રાતવિરામ કરે નિજ વાસ,
જતિ અગ્નિ ચેતાવી, પ્રેરે ખિન્ન પરોણામાં ઉલ્લાસ;
(૧૩)
ભાજીભોજન પીરસ્યાં તેણે, હસતે મુખ, આગ્રહભર વાણ,
સમય ગયો વહીં વાત, કથામાં બહુ બૂઝતો તે, લોકપુરાણ;
(૧૪)
આ અનુકૂળ વિનોદ પ્રસંગે માંજારી ખેલે સૌ ઘાટ,
ચૂલા પર કંસારી ચીંચવે, બળતણના ઊડે તતડાટ.
(૧૫)
પણ કો મોહિની અતિથિનું મન હરી દુખ ઠારી ન શકી જરી વાર,
શોક હતો ભારે મન પર ને ગરવા લાગી આંસુધાર;
૧૬)
તેની ઊભરતી ચિંતા ત્યાં, જતિએ જોઈ ધરી સમભાવ,
પૂછ્યું "યુવક દુખી! ક્યાંથી આ તારા હૈયા કેરા ઘાવ?,

(૧૭)

"તરછોડાઈ સરસ સદનથી શું કચવાતો ભટકે એમ?
કે સંતાપે નિષ્ફળ મૈત્રી? કે અણુગણકારેલો પ્રેમ?

(૧૮)

"રે! આનંદ મળે લક્ષ્મીથી, તુચ્છ અને છે નાશ થનાર,
અલ્પ જણુસ પર મમત ધરે જે, તે તો એથી અધિક અસાર;

(૧૯)

"ને મૈત્રી તો માત્ર ભરમ છે, મંત્ર બની હાલરડાં ગાય,
છાંય બને ધન, યશ પાછળ પણ દુખિયાને રોવા તજી જાય:

(૨૦)

"ને છે પોકળ પ્રેમલવારો, નવયુગયુવતીનો ઉપહાસ,
ધરતી પર તો માત્ર જડે એ, હૂંફે પારેવાને વાસ;

(૨૧)

"છટ છટ! ઠોકર માર! ત્રિયાને ગભરુ યુવક! ખંખેરી ખેદ."
એ સુણી, વિરહી અતિથિ તણો ઝટ લાલી ફૂટી ખોલે ભેદ!

(૨૨)

ચકિત થયો જતિ, જોઈ છવાતાં ન્યારાં રૂપ મુખે ભરપૂર,
ઉષાનભના રંગો જેવાં ઝગમગતાં વળી ક્ષણભંગુર;

# મહેરામણ

સરિતા ખી૭

(૨૩)

મુખ લાજાળ, ઊછળતી છાતી દાખે ભીતિ અવારનવાર,
રસિક અતિથિ ત્યાં પ્રગટે ખુલ્લી મનહર લજ્જિત કુમારી નાર;

(૨૪)

ને તે બોલી; "આહ! ક્ષમા કર! રંક પથિકનું ઉદ્ધત કાજ.
પાય મલીન જેના પેડા જ્યાં નિવસે પ્રભુ સાથે જતિરાજ;

(૨૫)

"પણ કરુણા કર! તરુણી પર જે, પ્રેમે શીખી ભમતાં આમ,
શોધે શાંતિ પરંતુ નિરાશા સજની બની લેટે સૌ ઠામ;

(૨૬)

"તીર ત્રિવેણીને વસતો મુજ તાત કુલીન અને ધનવાન,
તેનું દ્રવ્ય હતું મુજ નામે હું જ હતી એકલ સંતાન;

(૨૭)

"બાપુ કનેથી મુજને વરવા અગણિત પ્રેમી આવી પોળ,
રીઝતા મુજ ખરી લીલા ગાઈ કે ઘાલી જવાળાનો ડોળ;

(૨૮)

"સ્વાર્થી જન હરઘડી ઘરઆંગણુ મથતા માગાં આણી અમોલ,
સૌમાં તરુણુ અરુણુ નમતો, પણ પ્રેમ તણો નવ વદતો બોલ;

(૨૯)

"સાદાં હીન વસન તે સજતો, ન હતાં તેને ધન કે રાજ,
ગૌરવ ને મતિ કેવળ ધરતો, પણુ પૂરતાં જ હતાં મુજ કાજ;

(૩૦)

"ને જવ તે, બીણુ મુજ પાસે ગાતો પ્રેમકથા અંકિત,
તેનો સાસ પમરતો પવને ને વનમાં ભરતો સંગીત;

(૩૧)

"કુસુમકળી ખુલતી દિન ઊગતે ને નભનું ઝાંકળ નિર્લેળ,
નિર્મળતા ન બતાવી શકતાં તેના મન સમ કો પણુ વેળ;

(૩૨)

"ઓસ, કુસુમ તરુવર પર ચળકે ચંચલ બલિહારી સંગાથ,
બલિહારી હતી તેની પણુ તે, હાય! અચળતા હતી મુજ સાથ;

(૩૩)

"તેને અમથું પજવવા નિત હું વાપરતી ચતુરાઈ અનેક,
તેના પ્રેમઉમળકે સરતાં તેને દુખ મલકાતી છેક;

(૩૪)

"થાકી અવગણુનાથી અંતે મેલી મને મારે અભિમાન,
ગુપ્ત, વિજન કો વન ગોતી ત્યાં છાનો જઈ પામ્યો અવસાન;

(૩૫)

"પણ મુજ ક્લેશ અને મુજ વાંક જ ને શાસન જીવનભર પાઉં,
ગોતું વન જે તેણે ગોત્યું, જ્યાં પોઢ્યો ત્યાં સૂવા જાઉં;

(૩૬)

"ને વિખૂટી, વિણ આશ, અગોચર નિજ હત્યા કરી ત્યાં જ મરીશ,
એમ કર્યું અરુણે મુજ માટે ને તે કાજ હું એમ કરીશ."

(૩૭)

"ન કરે નારાયણ!" જતિ બોલ્યો ને ચાંપી નિજ છાતી સાથ;
રમણી ચકિત ફરી ત્યાં વઢવા,—એ તો અરુણ જ લેતો બાથ.

(૩૮)

"પ્રાણપ્રિયા અંજનિ! મુજ ગમ જો! ફર! મુજ કામણગારી નાર!
તુજ નિજ અરુણ વિયોગી પામ્યો પ્રેમ અને તુજને ફરી વાર;

(૩૯)

"એમ તને મુજ ઉર ધરવા દે! ને ચિંતા નહિ રાખ! લગાર,
નહિ જ કદી પણ નોખાં પડશું, મુજ જીવન! મુજ પ્રાણાધાર!

(૪૦)

'ના! અળગાં જ કદી નહિ થઈશું, જીવશું ધરી આવો સત્પ્રેમ!
જે નિશ્વાસ દમે તુજ દઢ ઉર, અરુણનું પણ તે વીંધશે એમ."

મહેરામણ

# સરિતા સૂનું ગામડું ત્રીજી

(સવૈયા એકત્રીસા)

મીઠું સુખપુર! આ મંડળમાં અનુપ અનેરું સુંદર ગામ,
ગામડિયા શ્રમજીવીને અતિ; કુશળ, વિભૂતિ પલ્લવતાં આમ.
ને જ્યાં નવલ વસંત વહેલી રમ્ય વિકસતી કરતી ધામ,
વર્ષાની વિખરાતી લીલા હળવે હળવે તજતી ઠામ.
ચેન અને નિર્દોષપણાના મોઘેરા મુજ લલિત નિવાસ,
થાનક મારા તે યૌવનનાં, જેમાં ગમતા સર્વ વિલાસ.
તુજ હરિયાળી પર હું કેવો મગ્ન વિહરતો વારંવાર !
સરલ સુખે હર દૃશ્ય કળાતું અધિક વહાલું, રસિક અપાર.
ફરતાં વારંવાર વિરમતો નીરખવા દર કામણ ખાસ,
હળથી ખેડાયેલું ખેતર, તરુવરછાયો નમણો વાસ.

## ૧૧–૨૪

ખળખળ, અચળ વહેતું ઝરણું, રેંટ ઘડીભર પણુ નવ થીર,
ઓરું ગિરિશિખરે ઝગમગતું રૂડું અતિસુંદર મંદિર,
વડલાની ઘટ છાયા હેઠળ ચોરો ધજ બાંધેલ સુભાત,
કરતાં જ્યાં પંચાત વડેરાં ને પ્રણયી જન છાની વાત.
શા આનંદે હું કરતો તે મંગળ પર્વ તણાં સન્માન!
જે તિથિએ શ્રમ બંધ રહેતો, રમતગમત લેતી એ સ્થાન.
શ્રમમાંથી છુટકારો પામી ગામ તણી જનતા તે વાર,
ઝાંપે, વિસ્તૃત વૃક્ષઘટામાં ઊજવતી આનંદવિહાર.
તરુવરની છાયામાં ફરતી ગમતો ચગમગતી ખેલાય,
તરુણુ કિશોર કરે સરસાઈ, વૃદ્ધ નિહાળી દેતાં ન્યાય.
દોડ, છલંગ, ઉછાળા, ચાળા, વિવિધ અડો ત્યાં અંગસજાઈ!
લટકછટક, છલબલ, ચતુરાઈ, જાદુ, કપટ વળી ભાંડભવાઈ.
જામેલી જ્યાં ગમત પ્રસંગે રંગે લાગે ભંગ લગાર,
ત્યાં જ ઉમંગી સંઘ ઉપાડે વગર વિલંબે અન્ય વિહાર.

## ૨૫–૩૮

રાસવિલાસે યુગલ રસીલાં રસ લેતાં બસ રળવા નામ,
અરસપરસને કાયર કરવા લીન બની રમતાં અવિરામ.
મેશ મુખે એસરતી પણ તે ગામડિયા નટને નહિ ભાન,
હળવા હસવાના સ્વર સરતા સંમેલનમાં સહુ મેદાન.
નયન તણાં, શરમાળ કુમારી ફેંકે તીરછાં પ્રેમલ બાણ,
માડી નિજ કચવાટ તાણી ત્યાં, ડોળા તાણી કરતી જાણ.
એ સહુ હતી તુજ મોહિની; ને તુજ આવી ગમતો મધુરા ગામ!
ગામડિયા શ્રમજીવીને પણ હાસ્ય, વિનોદ કળવતી આમ.
નિર્ઝરતી ન્યારી બલિહારી તારા વાસો પર અવિરામ,
એ સહુ હતી તુજ મોહિનો પણ તે ચાલી ગઈ ત્યાગી આ ધામ.
સીમાડાના અનુપ મુગટશા, મીઠા, પ્રિય, રઢિયાળા ગ્રામ !
તુજ ગમતો થઈ વેરણખેરણ, નષ્ટ થયાં તવ દૃશ્ય તમામ.
તુજ છપ્પર પર લૂટારાના પંજાની લાગેલી છાપ,
હરિયાળી નિસ્તેજ બની ને નિર્જનતા દાખે સંતાપ.

૩૯—૫૨

આખા ક્ષેત્ર ઉપર અત્યારે એક ધણી વર્તાવે આણ,
તુજ ફૂળતા પાદરના અરધા મોલ તણો તે કાઢે ઘાણ.
તુજ ઝરણું નિજ પર દિનકરનો, આજ નહીં ઝીલે ઝળકાટ,
દાભ બધે ઊગેલો એના કચરે જલ નિજ કાઢે વાટ.
તુજ કુંજો વેરાન બનેલી, સર્વ શમ્યાં જ્યાં પંખીગાન,
ઓરડીકાંટે ઘોર ઘુઘવતો ઘુવડ અટૂલા અતિથિ સમાન.
સૂની વાટ ઉપર તુજ ઊડે ટીટોડી કરતી ખખડાટ,
લાગટ ચીસોના પડઘાથી ઉપજાવે બમણો કચવાટ
કદરૂપાં ખંડેર થયા આ સહુ જર્જરિત બની તુજ વાસ,
ખરતી દીવાલો ઓળંગી ઊગેલાં ઊંચેરાં ઘાસ.
તારાં બાળક થરથર કંપે, ગોઝારો કનડે દિનરાત,
વતન તણી નિજ ખેડ તજી સહુ આઘાં આઘાં જાય સજાત.
દેશ બને કંગાલ અને ત્યાં કેર, ઉપાધિ તણા સજોગ,
ધનસંચયનો મહિમા વાધે જ્યાં, પણ માનવતાને ભોગ.

સરિતા ત્રીજી

૫૩-૬૬

સજન, રાજકુળો, ઉમરાવો છોને! ફાલે કે કરમાય,
ચપટીમાં એ સર્વ બનેલા, ચપટીએ વર્ગો બનતા જાય.
પણ શૂરા સાજા ખેડૂતો દેશ તણાં ગૌરવ, અભિમાન,
નષ્ટ થયા જો એક સમે તો કોણ ભરે એ સૂનું સ્થાન?
હિંદ તણી ચિંતાના પૂર્વે એક હતો એવો તો કાળ,
અધ વિઘાનો ભોંનો ટુકડો લેતો નિજ જનની સંભાળ.
હળવો શ્રમ પણ તેને માટે લણતો પોષણ ઉત્તમ, સાર,
ના ઓછું કે ના વત્તું, પણ જીવનજોગું ભારોભાર.
કુશળ અને નિર્દોષપણું, એ મિત્ર હતાં તેના અભિરામ,
થાપણ મોટી આ કે, તેની જાણ નહોતું ધનનું નામ.
પણ તે સમય હવે બદલાયો, નિર્દય વેપારી લંગાર,
ગામડિયાનાં ખેત પચાવી, હરણ કરે તેનો અધિકાર.
તુજ ભાગોળ સમક્ષ હતાં જ્યાં અલગ, અલગ નાનેરાં ગામ,
આજે ત્યાં આંજે છે ભપકો ને અઢળક લક્ષ્મી, તે ઠામ.

૬૭–૮૦

ને ત્યાં ભોગવિલાસ લગોલગ તંગીના સંજોગ સમાન,
ને મૂરખ ઉરહાયો સાથે દે અભિમાન તણું બલિદાન.
તે રૂડાં ચોઘડિયાં, જે ત્યાં ક્ષેમે ફળતાં પારાવાર,
તે સહુ હળવી તૃષ્ણા, જે ત્યાં શમતી અતિ સાદે આહાર
ને તે શુભ ગમતો, જે રચતી શાંતિ તણો ત્યાં રમ્ય ચિતાર,
ભરતાં મુખડે મુખડે લાલી, ધરતાં હરિયાળી કુંજાર.
વિખરાતી ચાલી એ લીલા, ક્યાંય ઠરે મનગમતે ઘાટ,
મીઠી ગામમજા અહિયાંથી વિરહ કરે સહુ બારેવાટ.
મીઠા સુખપુર! સુખદાતા ને ધન્ય પળોનાં હે માબાપ!
સિદ્ધ કરે નિર્દય સત્તાને તારી કુંજ વિજન સહુ આપ
તુજ ગુંચાયેલી શેરીમાં ને તુજ નિર્જન સીમ બહાર,
એકલડો હું ઘૂમું ને ત્યાં મારું છું ચોમેર લટાર!
આવ્યો હું અવલોકન કરવા વર્ષોના ગાળે આ કોર,
એક સમે જ્યાં મહુલી ઊભી, દેખું ત્યાં કાંટાળો થોર.

૮૧-૯૪

સંભારણું એથી જાગ્યું છે, કલ્પન સહિત ભમે આ વાર,
ગત સુખને દુખમાં ઉલટાવે, વૃદ્ધિ કરે છાતીનો ભાર
દુખિયારી ધરતી પર ચહુદિશ, મારા દેશાટનને માગ,
મુજ સહુ ચિંતા, રે ! વળી એમાં પ્રભુએ દીધો મારો ભાગ.
ગાળું અંતિમ દિન મુજ અહિયાં, એમ હતા નિત મારા કોડ,
આ સહુ પર્ણકુટીની વચમાં તાણું હું છેવટની સોડ.
જીવનના ઠરતા દીપકને કરકસરે બાળું આ ઠામ,
તેનું જતન કરૂં ને એની જોત નિભાવું લઈ આરામ.
સતત હતા મુજ એ જ મનોરથ, જેમ સદા સહુને અભિમાન.
બેસી ગામડિયાની વચ્ચે, દેખાડું મુજ પુસ્તકજ્ઞાન.
મારી અંગીઠીને ફરતી રજનિસભા તેડું નિત રાત,
ને સહુને સદ્ભાવ સુણાવું દીઠેલી, વીતેલી વાત.
શ્વાન, શિકારી લે છે પીછો સસલાનો વગડામાં જેમ,
જ્યાંથી નાઠો ત્યાં તે પાછો ટળવળતો આવે છે તેમ;

૯૫–૧૦૮

નિત હું આવા સપનાં જોતો, વર્ષો દુખ વેઠ્યાં પરગામ,
ને અહિયાં પાછો આવી હું અંત્ય મરું આ મારે ધામ.
સુખસંપન્ન નિવૃત્તિનિકેતન! નમતા જીવનના સહચાર!
હે વૈકુંઠ સમા આશ્રમ! હું નવ પામું તુજને ફરી વાર.
જે સંન્યાસ ગ્રહે આ કુટિરે, તે જન કેવો સુખિયો હોય.
શ્રમમય યૌવન સેવીને આ સુખમય વૃદ્ધાવસ્થા જોય.
પ્રખર પ્રલોભનમાં પરખાઈ, ત્યાગ કરે છે તે, સંસાર,
એના સામું થવું અતિ વસમું, પામી એ શીખે ઉદ્ધાર.
ત્યાં, દુર્ભાગી કોઈ કરે ના એના કારણ વેઠ, વિલાપ,
ખમતાં ખાણ તણાં સાહસ કે સાગરતળિયાના સંતાપ!
ના ત્યાં ખોટા સાજ સજાવી, કોઈ રહે ઊભો પ્રતિહાર.
જે ફાટક પરથી ધુત્કારે કરગરતા, પામર લાચાર.
સજ્જન, યમના મિલન પ્રયોજન પ્રતિદિન આગળ વધતો જાય,
સદ્‌ગુણના એ સંગાથીને દેવદૂતો દે સકલ સહાય.

## ૧૦૯–૧૨૨

મૃત્યુ કને પ્રસ્થાન કરે પણ, નવ દીસે તનતૂટ, ઉચાટ,
જીવનમોક્ષ તણી અભિલાષા સરલ બનાવે તેની વાટ.
પેખે એ નિજ ભાવિ વિલસતું અંત્ય ઘડી જ્યાં આવે પાસ,
ને ઇહલોક તજે તે પૂર્વે માણે સ્વર્ગ તણો ઉલ્લાસ.
સંધ્યાટાણે બહુ વેળા શું સરસ હતો મીઠો રણુકાર!
પેલા ડુંગર પર જ્યાં લગતા ગામ તણા સર્વે ગુંજાર.
જ્યારે, જ્યારે હળવેથી હું કરતો ત્યાં નિશ્ચિંત વિહાર,
મૃદુલ બની કલબલ તળપદથી સર્વ સુણાતી એકાકાર.
લચકાતી મહિયારી ગાતી, ભળતાં ગામડિયાનાં તાન,
સોડે શિશુ ધરવા, પશુ ગરવાં આરડતાં વળતાં નિજ થાન.
પનઘટ પર ઓવારે તરતાં, બતકોનો ઘોંઘાટ અઘોર,
શાળામાંથી છૂટયાં તેવાં, કિલકિલ કરતાં બાળ કિશોર.
પવન તણો સુસવાટ સુણીને ભસતા ત્યાં શ્વાનો રખવાળ,
ખડખડ હસવાના ઉદ્દગારો હૃદય નચિંત તણી દે ભાળ.

## ૧૨૩–૧૩૬

ઠરતું એ મધુ ગુંજન શોધે છાંય અને જ્યાં ભરતું જાય,
ગીતો ગીતો વચ્ચે અંતર, જે ગીતો બુલબુલ ત્યાં ગાય.
પણ, હમણાં તો રમણભ્રમણ તે સર્વ થયા વસતીના સાદ,
પવન મહીં નહિ વહન કરે એ મનરંજન રણકાતા નાદ.
શ્રમિત પગે ચગદાય હવે ના કેડી પર ઊગેલાં ઘાસ,
સાવ અલોપ થયો અહિયાંથી જીવનનો સહુ લાલ વિકાસ.
હાય ! સિવાય હવે કે, પેલી વિધવા જીવે જીર્ણ શરીર,
હળવે વાંકી વળતી દીસે ખરબચડા ઝરણાને તીર.
વૃદ્ધ અભાગણ ઘડપણમાં પણ. રોટી માટે ભટકે રાન,
પસરેલા વૃક્ષોથી ખરતાં, પાણી પરથી વીણે પાન.
ને ત્યાં થોરો માંહ્ય ઉપાડે ઠંડીનું બળતણ, એકાંત,
ને ગોતે ત્યાં રાતવિસામો, ભોર લગી કરતી કલ્પાંત.
તે નિર્દોષ ભલેરાંમાંથી માત્ર રહી કરતી વનવાસ,
દુખિયારી વર્ણવનારી, આ દુખિયા દેશ તણો ઇતિહાસ.

૧૩૭–૧૫૦

એક સમે વાડી ખીલેલી પેલી નાની ઝાડી પાસ,
જ્યાં બાગાયત ફૂલોનો હજુ અણઘડ રીતે થાય વિકાસ.
તે થોડા ભાંગેલા છોડો વ્યસ્ત પડેલા જ્યાં સરિયામ,
ગામપુરોહિતનું ઉપવનમાં નમણું ભવન હતું એ ઠામ.
તે ગામોટ હતો માનીતો આખે પરિસર, ચારે કોર,
ધનિક મનાતો, વર્ષે રૂપિયા ત્રણસેં સાઠ કમાતો, ગોર.
નગરોથી આઘેરો તેણે ગાળ્યો નિજ દૈવિક અવતાર,
નિજ પદવીમાં ક્રાંતિ કશી ના ઇચ્છી એણે કોઈ પ્રકાર,
સત્તાનો નહિ મમતીલો એ, હાજીહાથી પણ અજ્ઞાન,
વારંવાર બદલતો નહિ તે, એના સિદ્ધાંતોના વાન.
સહુ આદર્શ અમોલખ ગણતો, એની નેમ સદંતર ઓર,
તરવા કરતાં, તારણ કરવા રસ લેતો ગામડિયો ગોર.
અવરજવર કરતા તેને ત્યાં વંઠેલા ને ભમતા લોક,
જેનાં વ્યસન થકું વીફરતો, પણ ખેરવતો સહુનો શોક.

૧૫૧–૧૬૪

ચિરસ્મરણીય ભિખારી ઠરતો, એક પરોણો તેના ઘેર,
જેની સાવરણીશી દાઢી વૃદ્ધ ઉરે ઢળતી ચોમેર.
રંક બનેલ ઉડાઉ ધની તે, જેનો ગર્વ રહ્યો ન લગાર,
સગપણનો નાતો કાઢી ત્યાં ભોગવતો અંગત અધિકાર.
એક અપંગ થયેલો યોદ્ધો સદ્‌ભાવે રોકાતો રાત,
અંગીઠી પાસે બેસી તે, પ્રાત લગી કરતો નિજ વાત.
રડતો એ નિજ ઘાવ બતાવી કે કથતાં પ્રસ્તાવ વ્યથિત,
ઘોડી ખાંધ ધરી દાખવતો, કેમ મળી સંગ્રામે જીત.
આવી સેવાની લગનીથી તેને મુખ તરતો અનુભાવ,
અતિથિ તણાં દુખ સુણતાં સહુના દોષો તે વીસરતો સાવ.
ચિંતા નહિ કરતો પારખવા, તે લોકોના ગુણ કે દોષ,
દાન તણી ઇચ્છા પૂર્વે તો કરુણાથી મળતો સંતોષ.
એમ દુખીનું તારણ કરવા ગામોટી ગણતો નિજ માન,
ને તેથી એના દોષો પણ, સર્વે લેતા ગુણનું સ્થાન.

૧૬૫–૧૭૮

ધર્મક્રિયાસર તરત જતો જ્યાં તેડાવે કોઈ યજમાન,
સહુને માટે રડતો, ભજતો ને સમભાવે દેતો ધ્યાન.
પંખી, લલક ભર્યાં લાલનથી પરખી સહુ ઉપચાર સપ્રેમ,
નિજ નવપંખાળાં બચ્ચાંને ગગન ભણી લલચાવે તેમ,
કાર્યવિલંબે ડારો દેતો, સર્વ ચકાસી જોતો ઘાટ,
દિવ્ય ભુવનનો મોહ પમાડી સૂચવતો તે, સાચી વાટ,
જીવનની છેલ્લી પળ ગણતા જીવ તણી શય્યાની પાસ,
જેને પાપ, બળાપો ને દુખ કરતાં જ્યાં ક્રમવાર ઉદાસ.
પુણ્ય શિરોમણિ નિકટ ખડો ત્યાં રટણા કરતો સૂત્ર અનેક,
વલખાં ખાતા પ્રાણ કનેથી કષ્ટ, નિરાશા ટળતાં છેક.
ધ્રૂજતા દુખિયાને દુખવારણ સ્રવતા સર્વે સૌમ્ય પ્રસાદ,
ને મરતાની તૂટક વાણી ધીમે દેતી આશીર્વાદ.
મંદિર માંહ્ય જતો તરવાડી વિનયી ભાવે, વિણ અભિમાન,
એની મુખમુદ્રાથી દીપી ઊઠતું સઘળું ધર્મસ્થાન.

૧૭૯–૧૯૨

તેના અધરે સરતું સત ત્યાં કરતું બમણે વેગ, પ્રચાર,
હાંસી કરવા આવેલા પણ, બનતા ભક્તિલીન, ગમાર!
પૂજા જ્યાં સંપૂર્ણ થતી કે, સાધુ પુરુષ પાસે ચોમેર,
સર્વ સદાચરણી ગામડિયા ધસતા ખંતે શ્રદ્ધાભેર,
બાળક પણ પૂઠે જઈ એને મલકાવા કરતાં તોફાન,
પીતાંબર ઝાલીને હસતાં, એ પણ મલકાતો શ્રીમાન.
તેના સ્મિતમય મુખ નીતરતો નિર્મળ માતપિતાનો પ્રેમ,
દુખિયારો એ સહુનાં દુખમાં, ને સુખમાં સુખિયારો તેમ.
પ્રેમ, સહાનુભૂતિ, દયા એ સંત કરે અર્પણ નિર્ધાર,
પણ, તેના અધ્યાત્મિક ભાવો સ્વર્ગે શોધે અનુપમ દ્વાર.
ઊંચો ડુંગર જેમ વધે નિજ, ઘડતો ભવ્ય પ્રતાપી ઘાટ,
ખીણોને ઉપસાવે મેલી, વચલો પટ સહુ આંધી માટ.
એની છાતી પર તો ઘેરાં વાદળ ગગડાતાં દેખાય,
પણ કેવાં તે શિખર રસેલાં! સોનેરી તડકે સોહાય,

## મહેરામણ

સરિતા ત્રીજી

૧૯૩–૨૦૬

તે ઘેરેલી કેડી પાસે, પેલી વેરાયેલી વાડ,
ખીલ્યાં, વાસ વિનાનાં સુંદર પુષ્પોમય કાંટાળાં ઝાડ.
ત્યાં ઘોંઘાટ ભરેલ નિવાસે સત્તાની જેને હતી ભાળ,
તેવો ગામડિયો પંતુજી, આપ ચલવતો બાળ નિશાળ.
પંડ મહેતો કડક હતો વળી, દેખાવે કરડો, ખીજાળ,
એને હું સારું ઓળખતો, ને ઓળખતાં રખડુ બાળ.
ધ્રૂજતાં બાળક ભાવી ભાખે ચીતરતાં દેખા અનુસાર,
એનું મોં જોતાં જ વહાણે, ઊગતા દિનનો કરુણ ચિતાર,
ટુચકામાં એ નિપુણ હતો ને :જવ સહુ સુણતાં તેનો ભાવ.
ડોળ ભર્યાં આનંદે કરતાં ભારે હસવાનો દેખાવ
છાનીછપની વાત પ્રસરતી સારી પેઠે, ચારે પાર
ઉગ્ર સમાચારો ફરી વળતા ભ્રમર ચડાવે તે, જે વાર
તોય હતો માયાળુ વળી એ સાથ હતો તે કડક અજોડ
વિદ્યા પ્રત્યે પ્રીત ધરે તે, એ જ ગણાતી તેની ખોડ

૨૦૭–૨૨૦

તેને તો સઘળું આવડતું, એમ હતી જનતાની હાંક,
પણ, લખતાં નિશ્ચય આવડતું, ને વળી આવડતાં સહુ આંક.
ધરતી માપી શકતો, એને ઋતુચક્ર તણી પણ જાણ,
એય કહેણી હતી કે, કળતો ઘડિયામાં તાડીનું માણ.
ગામોટી પણ માને એની વાદવિવાદે મતિ બળવાન,
હારે તોપણ ચાલુ જ રાખી દાખવતો તકરારી જ્ઞાન.
જ્યારે પંડિતિયા ને લાંબા શબ્દ તણો કરતો ગુંજાર,
બેઠા ગોળ કરી ગામડિયા દંગ થતા સહુ વારંવાર.
ટગટગ જોતા એના સામું, અચરજ વધતું જાય અપાર
શી રીતે આ મસ્તક નાનું ! સાંખે જ્ઞાન તણો ભંડાર.
પણ, તેની સહુ કીર્તિ ભુલાઈ, એજ હતું તે વિજયી સ્થાન
જ્યાં એ જીત ઘણી મેળવતો, તોય રહ્યું નહિ નામનિશાન
પેલા થોર કને જે સીધો, ઊંચેરો ઊગેલો આમ
એક સમે એધાણ તણો ત્યાં, પથિક વટાતાં જોતો ખામ

૨૨૧-૨૩૪

પડતું, ખડતું તે ઘર જેમાં રાતાં, રુચિર પિવાતાં જામ,
પળિયલ માણીગર ને હસણા શ્રમજીવીનો જે વિશ્રામ,
ને ગામડિયો રાજધુરંધર કરતો કથન બની ગંભીર
એની મદિરાથીય પુરાણી ખબરો ફેરવતો જ્યાં ધીર.
સ્નેહ વડે તલસે કલ્પન તે ચીતરવા ઘટના પ્રેમાળ,
રંગીલા આ ધામ તણી અતિ ગુંજતી નામાંકિત પરસાળ.
ધોળેલી ભીંતો ને તેની ભોંય સુગમ, સરખી રેતાળ,
દરવાજાની વાંસે ટકટક કરતું રંગેલું ઘડિયાળ.
તેણી કોર હતો પેટારો, જેથી સરતું બમણું કામ,
તે પર રાતે થાય પથારી, વસ્ત્ર દિને ભરવાનું ઠામ.
છબિ સહુ ત્યાં ટાંગેલી જેથી શોભા ને વળી લાભ મહાન,
ત્યાં ચોપટની રાજરમત ને ઉત્તમ બાર નિયમ તે સ્થાન.
તે અંગીઠીને, જેની ત્યાં માત્ર શિયાળામાં વપરાશ,
આસોપાલવ વીંટાળીને ગાંઠી હેમલતાને પાશ.

## ૨૩૫–૨૪૮

તૂટેલા ચાના પ્યાલા પણુ ચોંટાડી કીધો શણુગાર,
ચૂલા ઉપર સળંગ રચેલી ચકચકતી પચરંગી હાર.
મિથ્યા આ ક્ષણુભંગુર વૈભવ! કોણે કંઈ કીધી ન વહાર,
જેથી તે જરજરિયા ઘરનો પડતીમાંથી થાય ઉગાર.
ભુલાયું ભુલાયું! એ તો, હાય! હવે નહિ કરશે દાન,
કોઈ બિચારા આત્માને નહિ એક ઘડીનાં પણ સન્માન.
ને ખેડૂત કદી નહિ વળશે દેવા નિજ દિલને આરામ,
દિનભરની જંજાળોને તો ભૂલવતું એ મીઠું ધામ.
ખેડુ ન વર્ણે ગામગપાટા, ના વાળંદ કથે આખ્યાન,
કઠિયારાના ભજન, દુહા વિણ સંસ્થા સાવ બની વેરાન.
શ્રમિત લલાટ પડેલ કરચલી સંકેલે ન કદાપિ લુહાર,
ભારી કાયા લંબાવી નિજ, કોણ હવે ત્યાં સાંભળનાર ?
ગોતે પણુ નહિ પાછો જડશે તેવો ખંતીલો યજમાન,
જે, ફીણાળો શોણુ સુધારસ સર્વ સમક્ષ ધરે સહ ભાન.

## ૨૪૯–૨૬૨

ને લાજાળી લલના અરધી આગ્રહવશ બનવા તૈયાર,
રંગકટોરા અધર અડાડી રસિક લહાણુ કરે ક્રમવાર.
હા! શ્રીમંત અનિષ્ટ ગણે આ. ને ગર્વિષ્ટ કરે ઉપહાસ
સરળ અને સાદા સુખનો જે દીન સમાજ તણો ઉલ્લાસ.
મુજને બહુ જ વહાલો લાગે, હૃદયંગમ, એ તો મુજ ભાવ
કૃત્રિમ સહુ તે ઘાટો કરતાં, સ્વાભાવિક એક જ દેખાવ
આનંદો જ્યાં હોય સ્વયંભૂ, પ્રકૃતિ વળી ખેલે નિજ ખેલ
આત્મા અપનાવે એનેશી પ્રભુતા જે પૂર્વે જનમેલ
તે સર્વે નિશ્ચિંત હૃદય પર હળવેથી પ્રસરાવે મોજ
ઈર્ષાહીન, નરી નિષ્કંટક, બંધન રહિત અને વિણુ બોજ
પણ, તે ધૂમધમાલ અને તે સ્વાંગ તણા મધરાતે નાચ
લક્ષ્મી જ્યાં રેલાય નિરર્થક, એવા નફ્ફટ, નઠારા રાચ
છેલવિહારી લંપટની આ અરધી મંછા સંતોષાય
પણ, તે સહુ દુઃખદેણુ વિલાસો તરત જ સંકટમાં પલટાય

૨૬૩–૨૭૬

તે ચકચકિત પ્રથાની માયા, જ્યારે લલચાવે નિજ પાસ,
"એ આનંદ ખરો કે?" પૂછે અંતર જેને અણુવિશ્વાસ.
સત્ય તણા સહુ બેલી! ધરતી માપણહાર કુશળ સરદાર!
રે! ધનવાન બને મતવાલા, થાય ગરીબ તણો સંહાર.
ન્યાય કરો! આ ધર્મ તમારો, છે ને અંતર ખૂબ વિશાળ?
વૈભવથી છલકાતા દેશો ને સુખિયારા દેશ વચાળ.
કંચન ભરિત વહાણુ ધરી ઉર, મદભર ઊછળે સાગરનીર,
બુદ્ધિ વિહોણા જયજયકારે સત્કારે તેને નિજ તીર.
લોભીની મમતા ઓળંગી ધનનો સંચય વધતો જાય,
પૃથ્વી પરથી શ્રીમંતોનાં ટોળાં અહિયાં ભરતી થાય.
તોય તમે આ લાભ ગણો! સહુ, ધનનું તો છે ઠાલું નામ,
દેશ તણી ઉપયોગી નીપજ સર્વે વ્યર્થ પડેલી આમ,
ખોટ અપૂર્વ નિરંતર આ કે, દંભી શ્રીમંતે જે એક
રોકેલી નિજ માટ જગા ત્યાં નભતાં દીન કુટુંબ અનેક.

૨૭૭–૨૯૦

એના વાડ, તળાવ તણી હદ ઘેરે જે વિસ્તાર વિશાળ,
તેમાં ઘોડા, ગાડી, દાસો, વાડી ને શ્વાનો વિકરાળ.
નવરાના સુંવાળા ડિલ પર હીર તણા ડગલાનો પાશ,
એણે લૂટ્યાં લગતાં ખેતર જેની અર્ધ હતી પેદાશ.
તેના વંડે એકલસૂરી ગમતો ખેલાતી દેખાય,
હરિયાળી પર પર્ણકુટીને ઠેસો મારે ને સુગાય.
અવનિ મહીં ચોમેર અહીંથી થાય ખપતની જણસ નિકાસ,
ને જગ, અહિયાં અમનચમનનાં પૂરે રાચ, રચન સહુ ખાસ.
દેશ બધો આનંદવિલાસે એ રીતે રંગાતો જાય,
આવા વંધ્ય, વિફલ વૈભયથી, તેની ધીમી પડતી થાય.
કોઈ મનોરમ, શોભન શ્યામા અંગ કરે નિજ સાદો સાજ,
તોય બધા મોહે એના પર, જ્યાર લગી યૌવનનાં રાજ.
જૂઠી સુંદરતા ધિક્કારે જેનું અવલંબન શણગાર.
નવ દાખે નિજ ભાવ, છટા કે વિજયી નયનકટાક્ષ લગાર.

૨૯૧–૩૦૪

સુંદરતા તો છે ક્ષણજીવી. ક્ષણમાં એ તો ચાલી જાય,
ટાણું વીતી જાય અને ત્યાં અલબેલા સહુ અળગા થાય.
ત્યારે ન્યારે સોંગ લળકતી, તલસે એ કરવા કલ્યાણ,
સાધે નિત્ય અલંકારોનાં ઠામૂકાં ઠાલાં મંડાણ.
એ જ પ્રમાણે, દેશ ખમે તે, વૈભવથી દુખમાં સપડાય,
પ્રથમ સરલ ને નૈસર્ગિક સહુ સુંદરતામાં સરસ સજાય.
આવે જ્યાં પરતીની કોરે, તેનો વૈભવ વધતો જાય,
એના રાજમહેલ ઝબૂકે, એની વનરાજી ઝંખાય.
ત્યારે ભૂખમરાનાં ત્રાસે, મેલી આ ખીલેલું રાજ,
દુખિયારો ખેડૂત સિધાવે લઈ નિજ દીન, વિરલ સહુ સાજ.
દેશ પછી જ્યાં તળિયે ડૂબે કોણ ઉગારે આણીકોર,
લીલોછમ ઉદ્યાન બને તે, ને ભર જોમ મસાણ અઘોર.
હાય! હવે ક્યાં તે નિર્ધનજન ઠરશે માંડી નિજ ઘરબાર,
આ ગર્વિષ્ટ નિકટવર્તીના ક્રોધ થકી પામી ઉદ્ધાર.

## ૩૦૫–૩૧૮

પડતર, વાડ વિનાના સ્થાને જો અનુપાય કરે વસવાટ,
ને જ્યાં નિજ ગોવારું હાંકે તરણું, પાલો ચરવા માટ.
તો આ સાર્વજનિક ગૌચરના ઉપભોગી સહુ ધનના પૂત,
ગામડિયા નિર્વસ્ત્ર જનો પર ત્યાંયે વર્તાવે હડધૂત,
નગર ભણી જો કૂચ કરે ત્યાં સર્જાયું શું તેને માટ?
જોવા એને ભાગ નહીં તે સહુ લખલૂટ, અમોલા ઘાટ.
ને જોવી તે વિષમય, એવી કુશળ કરામત બાર હજાર,
વૈભવને સહુ પોષણહારી, જનતાનું શોષણ કરનાર.
ને જોવાં તે દોરદમામો વૈભવજાયાને જે જાણ,
અત્યાચારે સર્વ રચાયાં મનુબાળોના લઈને પ્રાણ.
ત્યાં ઝળકે દરબારી ઘાલી સોનેરી લપ્પાના સાજ,
આમ, ચિતારો તેજ વિહોણો ઝૂઝે મંદા ધંધા કાજ.
ત્યાં ગર્વિષ્ટ, સવારી કાઢી દેખાડે રજવાડી ઠાઠ.
વાટ કને આ, ખિન્ન બનાવે વેરણ ફાંસી કેરાં કાઠ.

૩૧૯—૩૩૨

ઘુંમટિયાળા રંગમહેલે ધૂમ વિલાસે માઝમ રાત.
ભપકે ન્યારો શણગારેલો! જેમાં જામે રાજજમાત!
તે ઝગમગતા ચોગાને પણ, મેદની કિલકિલતી ઉભરાય,
આંજે જોત મશાલ તણી ત્યાં ને રણકાતા રથ અથડાય.
આવાં ખાસાં દૃશ્ય ખરેખર! કો જનને નવ આપે ત્રાસ,
એ તો સ્પષ્ટ બતાવે જગમાં ઘર, ઘર વ્યાપેલો ઉલ્લાસ!
શું આ તુજ ગંભીર વિચારો? રે તું તારી આંખો ખોલ!
ઘર વિણ થરથરતી દિન કાપે દુખિયારી જ્યાં નાર અબોલ.
એક સમે હતી ગામનિવાસી, સુખની જ્યાં અતિ રેલમછેલ,
નિર્દોષીની દુખકથની સુણી, એણે ઝળઝળિયાં સારેલ.
તેના નમણા રૂપે મીઠી મહુલી શું સજતી અણુમૂલ!
જેમ પ્રથમ દર્શન થોરામાં દેતું એક ગુલાબનું ફૂલ.
ત્યકતા, મિત્ર, સગાંથી જેણે શિયળ તણો કીધો અપહાર,
માથું કૂટી કકળે અબળા નિજ કૂડા દ્રોહીને દ્વાર.

## ૩૩૩–૩૪૬

વરસાદે તરબોળ બનેલી, ટાઢ થકી તે, ઠંડી ગાર,
અશુભ ઘડી સંભારી ઝૂરે, નયને ગરતી બબ્બે ધાર.
નગર તણી રસઘેલી, વનિતા વગર વિચાર બની જે વાર,
અલગ ફગાવ્યા માનીતા નિજ ચરખો ને ખાદીશણગાર.
શું તારા હે મીઠા સુખપુર! તારાં અનુપ લલિત સંતાન,
શું તારાં આ ગોત્ર છબીલાં ! વિપત સહે તે મુગ્ધ સમાન?
ભૂખ અને ઠંડીમાં મરતાં વ્યથિત કદાચિત્ જીવન કાજ·
અભિમાની માણુસના દ્વારે માગે કટકો રોટી આજ.
રે ! ના એ તો દૂર વિદેશે, ઘોર ભયંકર જ્યાં દેખાવ !
ને વચમાં આડો આવે છે ભારતનો અરધો ઢોળાવ.
જાય લથડતાં ધીમે ડગલે, પાર કરે સહુ ઉષ્ણુ વિભાગ.
પીડ વધારે રાની સરિતા જેનો ત્યાં ઘુઘવાટ અથાગ.
પૂર્વેના મીઠા અનુભવથી એ તો છેક નિરાળો ભાસ !
ગહન મહેરામણુ કાંઠાના ભીષણુ, વિકટ, ભયાનક ત્રાસ.

૩૪૭–૩૬૦

ઘગધગતો સરિતા ફેંકે જ્યાં રશ્મિ તણાં સોંસરવાં બાણ,
તાપ અસહ્ય .અચળ વરસાવી વર્તે દિનની નિર્દય આણ.
ગીચ અને ગાઢાં જંગલ જ્યાં પંખી ગાતાં ભૂલી જાય,
તેમાં મૂંગી વાગોળોના ઝૂડા લટકેલા દેખાય,
વિષમય ખેતર તેમાં અતિશય કોહેલાં ઝાડો ને પાન.
જેમાંથી વિષ ભેગું કરતા કાળા વીંછીનું તે રાન.
ત્રાસજનક ઘોરણુ કરતો ત્યાં ડંસીલો અજગર ઊંઘાય.
પંથી ડગલું ભરતાં બીએ, ક્યાંય રખે તે જાગી જાય!
હતભાગીનું ભક્ષણ કરવા વાઘ લપેલા દેખે વાટ,
ને એથીય અધિક હત્યારા પુરુષ વનેરુ તણો ગભરાટ.
જ્યાં બહુ વેળા વાવાઝોડું ઘેલું ઊડે ગોળાકાર,
ધૂળ ઉરાડી, ભૂતળ ને નભ એકાકાર કરે તે વાર.
પ્રથમ હતાં જે દૃશ્યો દીઠાં, તે તો સાવ નિરાળો ભાસ,
શીતળ ઝરણું ને હરિયાળી, જ્યાં હરવું રેશમશું ઘાસ.

### ૩૬૧–૩૭૪

પંખીગાને ગુંજતી લીલી કુંજગલીમાં અળગું ઠામ,
છાનાં, છૂપાં પ્રણુયી જનનું શીત, પમરતું, પ્રેમલ ધામ.
કેવો શોક કરુણ વેરાયો ! વતનવિયોગે રે કિરતાર !
જે વારે નિજ ગામ તણાં સહુ તજતાં વાટ અને ઘરબાર
મીઠાં અવસર સર્વ શમ્યાં ને દુખિયાં, નિર્વાસનને વાર,
મઢુલી પર ભર અશ્રુ અઢેલી, કરતાં છેલ્લી દૃષ્ટિ પસાર,
આશીર્વાદ અમસ્તો દેતાં ને કરતાં સહુ અંત્ય પ્રણામ,
દખણાદા સાગરના પારે, આવાં ધામ નથી કો ઠામ.
આઘેના સાગર ગમ જાતાં, થરથરતાં પરદેશ જનાર
ડગલું ભરતાં ને રડતાં વળી ફરતાં, રડતાં વારંવાર
વૃદ્ધ ભલા ગામેતીએ, જે પીડાતો પરને દુખ માટ
સર્વ પહેલાં કમર કસી ત્યાં લંકાદ્વીપ જવાને વાટ
એ નીડર, શૂરો નર ઇચ્છે નિજ ખાતર તો વાટ વિરાટ
પેલા દ્વીપ જવાને જે છે, જીવનના પણ પેલે ઘાટ

૩૭૫-૩૮૮

એની સુંદર પુત્રી દીસે, જે અતિસુંદર નયને ધાર,
વણુ બોલે તૈયાર થઈ તે, તરત ફગાવી નિજ શણુગાર.
વ્યથિત પિતાની લાડીલી વળી ઘડપણુમાં સહિયર સુકુમાર,
પ્રિયતમના હૂંફાળા હસ્તો, પિતુ કાજે છોડ્યા નિર્ધાર.
પુનિત જનેતા વિપત તણી નિજ કરતી રાવ અધીરે સાદ,
મહુલીને, જેમાં દીઠાં સુખ, દેતી અંતર આશીર્વાદ.
સંકટ સમય વહાલાં બમણાં લાગે ગભરુ અલેતાં બાળ.
જેને ચાંપી રડતી, કરતી ચુંબન કોડીલાં પ્રેમાળ.
એનો સ્નેહલ નાવલિયો નિજ પત્નીનું મન કરતો શાંત,
ચિંતા સહુ સંતાડી હિંમત જાળવતો મમતાળો કાંત.
હે! વૈભવ ઈશ્વરની આણે, તારા પર છે શાપ ખચીત,
કેવાં વાનાં પલટાયાં! તુજ કારણુ આવી માઠી રીત.
પીધે તારો ઘૂંટ, પ્રથમ સહુ માણે મિથ્યા હર્ષ, વિનોદ,
કપટી એ આનંદો અંતે વાળે તેનો સાવ નખોદ.

૩૮૯—૪૦૨

વ્યાધિગ્રસ્ત મહત્તા પામે, તુજ લયમાં સહુ રાજસ્થાન,
દંભ ધરે ભપકાળા બળનો પણ તે સઘળો પોલ સમાન.
તારાં ઘૂંટો પીતાં પીતાં વાધે તેના તનનો ફાલ,
ફૂગી જબરી પિંડ બને ત્યાં, થાય સમૂળા હાલહવાલ.
બળ પોકળ થતું જાય રગેરગ ભીતર પણ પેસે પોલાણ,
પરિણામે પાતાળે પૂગે, થાય પછી પૂરી મોકાણ.
અત્યારે પણ, નિર્જનતાનાં, મંડાયાં કમઠાણ તમામ,
ને સંહાર તણું રે! અહિયાં અડધોઅડધ સધાર્યું કામ.
ઊભો ઊભો જેવામાં હું ગ્રહણ કરું છું એમ વિચાર,
તેવામાં પણ, દેખું ગૌરવ ગામ તણું સહુ જાય બહાર.
પેલા લંગારેલ જહાજે ખોલેલો નિજ સઢનો દોર,
હુળવે હળવે ડોલન કરતો, ફફડે આમ પવનને જોર.
ચાલે સંઘ સદા દુખિયારો ધીરે ધીરે તેણીદોર,
પાર જતાં સાગરને તીરે તિમિર છવાયેલું ઘનઘોર.

## ૪૦૩–૪૧૬

ચાલ્યાં તે સંતોષી શ્રમ ને સરળ પરોણાગત હુંફાળ,
એની સંઘાતે ચાલ્યાં રે! સહુ પરિણીત યુગલ પ્રેમાળ.
ઈશ્વરભક્તિ વળી એ સાથે નિઃસ્વાર્થીની નિર્મળ નેમ,
ચાલ્યાં સાથ વફાદારી ને નિષ્ટામય સહુ સાચો પ્રેમ.
પ્રેમલ તરુણી! રસિક સલૂણી! હે કવિતાબાળા સુકુમાર!
તું ત્યાંથી નિત છટકે જ્યાં પણ, થાય વિષયસુખનો પેસાર·
આવા અડવા કલિયુગમાં જ્યાં કૃત્ય અધમ નિર્લજ્જ તમામ,
શું તરવરવું! પર મન હરવા, કે શું મથવું! રળવા નામ.
મોહક મુજ દેવાંગી રંભા! રે તું નિંદ્ય, અલેખી આજ!
લોકસમૂહે તું એકલડી પંપાળે મુજ વટ ને લાજ.
દાત્રી તું મુજ અદ્‌ભુત સુખની ને મુજ દુખની પણ છે એમ,
પ્રથમ મને તેં નિર્ધન જોયો, ને હજુ પણ રાખેલો તેમ.
વાટ બતાવે તું તો એવી, જ્યાં છે શ્રેષ્ટ કળાનાં ધામ,
સહુ સદ્‌ગુણની પાલનહારી! તુજને મારા અંત્ય પ્રણામ.

૪૧૭-૪૩૦

તુજને અંત્ય પ્રણામ વહાલી ! ને તુજ કવન ઝરે જે ઠામ,
ગૌરીશંકરના તીર્થે કે, કન્યાકુમારીને ધામ.
કાં તો ઠેઠ વિષુવવૃત્તે જ્યાં તાપ તણો અતિશય ઉકળાટ,
કે, જ્યાં તીવ્ર શિયાળો હિમથી ઢાંકે ધ્રુવના ઉત્તરઘાટ,
સફળ થજે ! તુજ કંઠે ભેદી કાળ તણા સહુ ભેરીનાદ,
ને લલકારી, કરડી રતના ભોગ બનેલ કને તુજ સાદ.
પહુડી તુજ વાણીથી કરજે ! વિસ્મૃત સતની સતત વહાર,
શીખવજે ! તું ભુલકણાને ધરતાં સ્વાર્થ ભણી ધિક્કાર.
શીખવજે ! સહુ રજવાડાંને, જે નિજ બળ પર રાખે હામ,
હોય કદી બહુ દીન છતાં પણ, પામે સુખ, સંપત અવિરામ.
ને વેપાર થકી છલકાતાં રાજ્ય તણી ઝટ પડતી થાય,
જેમ મહાસાગર બાંધેલી પાળ અડગને ઘસડી જાય.
ને સ્વાશ્રય પર નમતી સત્તા કાગોને પણ દે પડકાર,
જેમ ખડક નભ, મોજાં વચ્ચે, અવગણતા નિત જળના માર.



મહેરામણ



# નવાપાંજલિ

## સરિતા ચોથી

( સવૈયા એકત્રીસા )

શમતા દિનનાં શોચન સૂચક ચોઘડિયાં વાગે ગંભીર,
ગોચર પર ભાંભરતાં ગોકુલ હલમલતાં વિખરાય સુધીર.

૩–૪

ગામ ભણી નિજ પંથ કૃષીવલ કાપે શ્રમધીમે સંચાર,
એ તો તિમિર અને મુજ પાસે મેલી જાય સકલ સંસાર.

૫–૬

સંમુખ સોનલ દશ્ય ટમકતું, શ્યામલ વર્ણ હવે ઝંખાય
ને સહુ વાતાવરણ સદંતર શાંત અને નીરવ વરતાય.

૭–૮

માત્ર, અટૂલું તમરું જ્યાંત્યાં તમતમતું ભમતું દેખાય,
છેટાં નેસોમાં ઝોલાતાં ગાડરની કિંકિણી રણકાય.

૯–૧૦

ને કેવળ, પેલા ઘુંમટ પર લીલ છવાયેલી જે ઠામ,
ખિન્ન, અઘોરી ઘુવડ કરે ત્યાં શશિયર પાસ વિલાપન આમ,

૧૧–૧૨

"મારા ગુપ્ત નિવાસ કને કો ભ્રમણ કરે તે, ના પોષાય,
એકલવાયું, જૂનું મારું શાસન એ કારણ શોષાય."

૧૩–૧૪

વિષમ, વિભિન્ન નિકુંજ તળે ત્યાં પીપળના પડછાયે છેક,
ભીડેલા, ભૂખર માટીના, જરજરિયા જ્યાં પુંજ અનેક.

૧૫–૧૬

ને ત્યાં નિજ નિજ તંગ બખોલે ગહન સમાધે લીન તમામ,
ગામ તણા ગામડિયા, ભોળા પિતર નિરંતર લે આરામ.

૧૭–૧૮

ધૂપ પમરતી રમ્ય ઉષાની શીત સમીર તણા હિંડોલ,
તૃણસદનેથી કલરવ કરતાં લળતાં ચલ્લાંના કલ્લોલ,

૧૯–૨૦

મરઘાની તીણી શરણાઈ, પડઘાઘેરો તૂરીનાદ,
તેને દીન બિછાના પરથી જાગ્રત નહિ કરશે કો સાદ.

૨૧–૨૨
સાંજે કોય હવે અંગીઠી ના ચેતવશે એને માટ,
કાંતણુથી પરવારી ગૃહિણી નિજ પિયુની ના જોશે વાટ.

૨૩–૨૪
બાળક પિતુ સામાં નહિ ધાશે કાલીઘેલી વદતાં વાણુ,
કેડ ચડી બચ્ચી લેવા નહિ કરશે એને તાણુતાણુ.

૨૫–૨૬
બહુ વેળા ખેતરમાં એણે દાતરડાથી કાપ્યાં ધાન,
કેવી ભોંય હઠીલી ફોડી, એમાં પાડયા ચાસ સમાન!

૨૭–૨૮
કેવા ખંતે જોતેલાં યુગ હંકાર્યાં એણે નિજ ખેત!
કેવાં કાઠ ઝુકાવ્યાં હેઠળ નિજ જબરે આઘાત સચેત!

૨૯–૩૦
ભાવિ અજાણ્યું, મોજ સરળ ને હિતકારક એનો આયાસ,
એને માટ મહત્ત્વાકાંક્ષી! કાંઈ રખે કરતો ઉપહાસ!

૩૧–૩૨
કે હે લક્ષ્મીવાન! સુણી તે, વિમુખ રખે તું કાઢે દાંત!
દીન જનોના જીવનનો એ ટૂંકો ને નમણો વૃત્તાંત.

૩૩–૩૪

ગોત્ર, કુટુંબ તણી પતરાજી, શાસન કે સત્તાનો તોર,
ને તે સઘળી શોભા જે પણ સતત મળી લક્ષ્મીને જોર,

૩૫–૩૬

સર્વે, આ અનિવાર્ય ઘડીની વાટ નિહાળે એક સમાન :–
યમના દ્વાર ભણી દોરે સહુ કીર્ત્તિ તણાં ઘોરી પ્રસ્થાન.

૩૭–૩૮

ને તેમાં, ગર્વીલા જન હે! એનો દોષ રખે તું દેખ!
કોએ ભૂમિશયન પર એના, નહિ કોતર્યા સ્મારકલેખ.

૩૯–૪૦

ના તે સ્થાન વિશાળ હજીરા, હેમકળશ, કોરેલ કમાન,
કોય નથી ગાતું કીર્ત્તન ત્યાં કે એની લીલાનાં ગાન.

૪૧–૪૨

તાજમહાલ સરીખું સ્મારક, પ્રતિમા તાદશ નવઅવતાર
મુક્ત થયેલા આત્માને શું આણે પાછો તનુ મોઝાર?

૪૩–૪૪

શું જયના ડંકા ડોલાવે ભસ્મ થયેલો મૂક રુવાન?
શું ગુણગાન રિઝાવે મૃતના ઠંડા, મંદ, અચેતન કાન?

૪૫–૪૬

કોક રખે આ ત્યક્ત જગામાં એવો પણ પોઢેલ યુવાન,
દૈવી અભિલાષાની પ્રગટત જેના ઉરમાં જ્યોત મહાન,

૪૭–૪૮

કોક બનત સમ્રાટ અનેરો, રાજ્યધુરા શિર રાખણહાર,
કોક અમર રસિયો બંસીધર, ધૂમ મચાવત સરિતકિનાર.

૪૯–૫૦

પણ વિદ્યાએ નહિ ખોલેલાં તેનાં નેત્ર કને કો કાળ,
જુગજુગથી અણુમૂલ બનેલાં રત્નાળાં નિજ પૃષ્ઠ વિશાળ.

૫૧–૫૨

દીન દશાના શીતે એનો દાબી દીધો સત ઉત્સાહ,
તેણે સાવ થિજાવી ઠાર્યો આત્માનો ચૈતન્યપ્રવાહ.

૫૩–૫૪

કેવાં કેવાં પાણીવાળાં, વિમળ, અમૂલાં રત્ન અનેક
પાકે ઘેરા રત્નાકરને ઘોર, અગોચર કોતર છેક !

૫૫–૫૬

કેવાં કેવાં સુમન અજાણ્યાં સર્જ્યાં સહ રમ્ય રતાશ !
એળે જાય અરણ્યસમીરે મોઘેરી એની મીઠાશ.

૫૭–૫૮

એમાં કો ગામડિયો ગાંધી, જેનું ઉર નીડર, બળવાન,
સ્થાનિક નિષ્ઠુર ઠાકર સામે ભવ્ય હશે દીધું બલિદાન.

૫૯–૬૦

કોઈ મૂક, અમાની, એવો પ્રેમાનંદ રખે આ ઠામ!
કોઈ કદાચ શિવાજી એમાં, જેણે ના કીધા સંગ્રામ.

૬૧–૬૨

રાજસભામાં શ્રોતાજનના સુણવા ધન્ય તણા ઉદ્દગાર,
કષ્ટ, નિકંદનની ધમકીના અવગણવા સઘળા પડકાર.

૬૩–૬૪

ફળતો દેશ સમૃદ્ધ બને સહુ, એવો કરવો સતત પ્રયાસ,
જનતાનાં નયનોમાં જોવો નિજ સહુ સેવાનો ઇતિહાસ.

૬૫–૬૬

તેના ભાગ્યે એ નવ સર્જ્યું, ને સંકોચી સીમા સાવ,
એના પુણ્યવિકાસનની, પણ પાપ તણો કીધો અટકાવ;

૬૭–૬૮

નહિ નિર્મ્યું રાજ્યાસન કરવું પ્રાપ્ત મનુષ્ય તણો સંહાર.
ને જનતા પ્રત્યે કરુણાનાં વાસી દેવાં સર્વે દ્વાર.

૬૯–૭૦

છેક છુપાવી દેવો ચેતન સત્ય તણો અતિ તીવ્ર હુતાશ,
હોલવવી નિજ ગાલ ઉપરની ખુલ્લી લજ્જાની લાલાશ.

૭૧–૭૨

ને તે ધૂપે ધૂણી કરવી દંભી શ્રીમંતોને ધામ,
જે ધૂપે કવિતામાતાની જ્યોત ધરે પરિમલ અભિરામ.

૭૩–૭૪

ઉન્માદી ટોળાના હીણા ઝગડાથી રહીં અળગા સાવ,
એની પરિમિત ઇચ્છાઓ કંઈ નહિ શીખી અવળો વર્તાવ.

૭૫–૭૬

જીવનની એકાંત, વિખૂટી, શીતળ ખીણે લાંબે પાટ,
અનુસરતા તે સર્વ અહર્નિંશ નિયમિત, કલહ રહિત નિજ વાટ.

૭૭–૭૮

તોય બધાં આ અસ્થિ તણો પણ થાય ન પથિક પગે અપમાન,
નિત્ય ખડી છે નિજ નિજ નશ્વર એક વિરલ ખાંભી તે સ્થાન.

૭૯–૮૦

શિલ્પકળા એની અણઘડને કવિતા એ પર વણ અનુપ્રાસ,
પથિક કને કરગરતાં યાચે અંજલિરૂપ નરો નિશ્વાસ.

૮૧–૮૨

નામ વરસ જોડકણે નોંધ્યાં ગામડિયા ચારણુને જ્ઞાન,
જે સહુ એની યશગાથા ને કરુણપ્રશસ્તિ તણું લે સ્થાન.

૮૩–૮૪

પુણ્ય, પુરાણા શ્લોકો, વૈદિક મંત્રો આલેખ્યા ચોપાસ,
ગ્રામ્ય સદાચારીમાં પ્રેરે જીવનમોક્ષ તણો અભ્યાસ.

૮૫–૮૬

જડ વિસ્મરણ તણા ભોગોમાં કોણ ખરે એવો મરનાર?
આ પ્રિય પણ જંજાળી જીવન તજવા કાજ થયો તૈયાર.

૮૭–૮૮

કોણે ત્યાગ કર્યું આનંદી જુગનું આ હૂંફાળું ધામ?
કોણે આશાવંત તલસતાં નયન ફરી તાક્યાં નહિ આમ?

૮૯–૯૦

વિરહ થતાં, આત્મા ત્યાં ઇચ્છે સુંવાળા ઉરનો આધાર,
ત્યાં મિંચાતાં લોચન વાંછે વત્સલ અશ્રુ તણો ઉપહાર.

૯૧–૯૨

સ્મારક પર પણ અવિરત પામે પ્રકૃતિ તણાં આક્રંદ પ્રકાશ,
માનવભસ્મ મહીંય હુતાશન સહજ, સતેજ રહે અવિનાશ.

સરિતા ચોથી

૯૩—૯૪

માન વિહીન વિદેહી જનનું હે મનવા! તું રાખે ધ્યાન,
વર્ણું આ શ્રેણીમાં એનું, રુક્ષ, રહસ્ય રહિત આખ્યાન.

૯૫—૯૬

ને સંજોગવશે જો ભમતો ચિંતનડૂબ્યો મનુજ સુજાણ,
તારો કોઈ સગોવડ આત્મા આવી પૂછે તુજ નિર્માણ:–

૯૭-૯૮

તો કોઈક પળિયલ ગામડિયો ઉત્તર એને દેશે આમ,
"બહુ વેળા મેં દીઠો એને અરુણ ઉષા વચ્ચે અવિરામ;

૯૯—૧૦૦

"એનાં ઉતાવળિયાં ડગલે એ તો ઓસ ફગવતો જોમ,
વ્યોમ ભણી સવિતાને મળવા ઉપલે રાન જતો ચાહોમ!

૧૦૧—૧૦૨

"આંદોલન કરતા જુગજૂના પેલા વડલાના થડ મેર,
જ્યાં એની ન્યારી વડવાઈ ફરતી ઝૂલે ગુચ્છાલેર;

૧૦૩—૧૦૪

"લંબાવી નિજ કાય બપોરે દેખાતો ત્યાં સાવ ઉદાસ,
એકી ધ્યાને જોતો ઝરણું શાંત વહેતું એની પાસ;

સરિતા ચોથી

૧૦૫-૧૦૬

"કંઈક તિરસ્કારે ક્હીં હસતો પેલા ઢૂંકા વનને ઘાટ,
જ્યાં તે ભમતો ને કરતો નિજ ધૂની વાદ તણો બકવાટ;

૧૦૭-૧૦૮

"કો વેળા નિસ્તેજ, નિમાણો, નમિત જણાતો ત્યક્ત સમાન,
કે ચિંતામાં ચસકેલો કે નિષ્ફળ પ્રેમ તણું બલીદાન;

૧૦૯-૧૧૦

"એક પ્રભાતે નહિ દેખાયો ડુંગર ઉપર પ્રથા અનુસાર,
કે માનીતા વૃક્ષ તળે નિજ કે લીલા વનમાં તે પાર;

૧૧૧-૧૧૨

"અન્ય દહાડે પણ એ નરને નવ દીઠો ઝરણાને સ્થાન,
નવ દીઠો લીલેરા વનમાં, નવ દીઠો ઊંચેરે રાન;

૧૧૩-૧૧૪

"ત્રીજે દિન હળવેથી કીર્ત્તન કરતી :શોકાતુર અલગાર
એનું શબ લઈ જાતી દીઠી ભૂમીદાહે આણીપાર;

૧૧૫-૧૧૬

"ઓરો આવ! અને વાંચી લે! (તું તો વાંચે સારી રીત,)
પેલા જીરણુ થોર કને તે પત્થર પર કોરેલું ગીત."

## શિલાલેખ

ધરણીના ખોળામાં અહિયાં શિર ધરતો જંપેલ યુવાન,
જેને ભાગ જરાય નહોતું કીર્તિ અને લક્ષ્મીનું ભાન.

૧૧૯–૧૨૦

રૂડાં સરસ્વતીનો, તેને નમ્ર જનમ ન થયો ભ્રૂભંગ,
ચિંતાએ અપનાવી એને રંગેલો નિજ ઘેરે રંગ.

૧૨૧–૧૨૨

એનો આત્મા સ્વચ્છ હતો ને સહજ હતો એ બહુ જ ઉદાર,
તેની એને પુષ્કળ વળતર પાઠવતો નિજ સર્જનહાર.

૧૨૩–૧૨૪

દુખિયા પર નિજ અશ્રુ વહાવે, એ જ હતું બસ એની પાસ!
પ્રભુથી પામ્યો એક સ્નેહી, આશ હતી જે એની ખાસ.

૧૨૫–૧૨૬

એના પુણ્ય તણા પ્રશ્નાર્થે નહિ કરતો તું યત્ન લગાર!
દારુણ ગૂઢ સદનમાં છૂપ્યા એના દોષ ન લાવ! બહાર.

૧૨૭–૧૨૮

(ત્યાં વિશ્રામ કરે થરથરતી આશામાં સહુ એક સમાન,)
પરમાત્મા નિજ તાત તણા, જ્યાં સદય હૃદયનું કેંદ્રસ્થાન.

# મહેરામણ

## "નિવાપાંજલિ" પ્રત્યે અમીઝરણુ"

ઘણા જ આનંદ અને રસથી એને હું વાંચું છું.

સરલાદેવી સારાભાઈ.

તરજુમો બહુ જ સુંદર થયો છે. મૂળ કાવ્યની સુરેખતા ઘણી સારી રીતે સચવાઈ છે. છંદની પસંદગી બહુ યોગ્ય રીતે થઈ છે. એક એક પંક્તિ સુસરલ રીતે વહેતી લાગે છે. આટલું આનંદગમ્ય પુસ્તક ગુજરાતી ભાષામાં તૈયાર કરવા માટે ડૉ. સુરૈયાને જરૂર અભિનંદન ઘટે છે. પુસ્તક સરસ્વતીમંદિર તથા શાળાઓમાં ઇનામ માટે પસંદગીને યોગ્ય છે. યુવાન બહેનોને તો જરૂર પ્રિય થઈ પડશે. જનતા અને કેળવણીના અધિકારીઓ તેને જરૂર વધાવી લેશે. શારદા મહેતા.

ડૉ. સુરૈયા, જાણીતાં અંગ્રેજી કાવ્યોના એક પછી એક અનુવાદ કરતા રહ્યા છે, તે ખાતે હું તેમને ધન્યવાદ આપું છું.

વિદ્યાબહેન નીલકંઠ.

આવી સરસ ગુજરાતી! મારાં હાર્દિક અભિનંદન. મંગળા મહેતા.

આવા કપરા સમય અને લડાઈની મોંઘવારીમાં પણ આટલી સુંદર બાંધણી કરવામાં ઘણો જ ખર્ચ થયો હશે જનતા જરૂર કદર કરશે. જ્યોત્સ્ના મહેતા.

ડૉ. સુરૈયા ગુજરાતી જનતાને અંગ્રેજી સાહિત્યનો સરસ રીતે પરિચય કરાવે છે, તે બદલ ગુર્જર પ્રજા એમનો ઉપકાર કદીએ ભૂલશે નહિ ગુજરાતી ભાષા પ્રત્યે આવો પ્રેમ! નિર્મળા દેસાઈ.

પૂ. ગાંધીજીને "નિવાપાંજલિ" ની ચોપડી મળી. આભાર.

કિ. ઘ. મશરૂવાલા.

---

Printed at the Versey Printing Press, Andheri.